॥ ૐ ॥

# ત્રિમૂર્તિ રહસ્ય.



પ્રકાશક:—

છ. ર. દેશાઇ.

# ત્રિમૂર્તિ રહસ્ય.

લેખક

નાનુભાઈ રામભાઈ મરોલીકર.



પ્રકાશક

છગનલાલ રણછોડજી દેશાઈ ઊંટડી.



પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦





સન ૧૯૨૭ સંવત ૧૯૮૩



કિંમત રૂા. ૧-૦-૦.

પ્રકાશક

છગનલાલ રણછોડજી દેશાઈ

મુ. ઊંટડી.

પોષ્ટ ઊંટડી. તા. વલસાડ. સ્ટેશન ડુંગરી.

છાપનાર

ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ,
ભાજીવાળી પોળ, અનાવિલ લોજની બાજુમાં—સુરત.

શ્રી

# અર્પણપત્રિકા

## વ્હાલા વાચકને ચર્ણે.

પુસ્તકની અર્પણપત્રિકા આપવાની પૃથા છે. અને તે વિદ્વાન યા દાનેશ્વરી યા દેશભક્ત યા વડીલ યા સ્નેહીને બહુમાનાર્થે અપાય છે. અર્પણપત્રિકા આપવાને પ્રથમ અર્થ પુસ્તક તેને આપવા બરાબર થઈ શકે, પરંતુ પુસ્તકની પ્રતો અન્યને વેચાય તેમજ વહેંચાય છે. અન્ય રીતે વિલોકતાં પુસ્તક માહેના જ્ઞાન બદલની અર્પણપત્રિકા માની લઇએ તો તે સંપૂર્ણ અસત્ય છે. કારણ જ્ઞાન સર્વદા કુંવારૂજ છે. તે પરણીને સ્થીત થયું નથી. તેમ ભવિષ્યમાં થવાનું નથી. વિશેષ અર્થ પોતાનો અંગત પૂજ્યભાવ બતાવવાનો થઈ શકે. પરંતુ પોતાની અંગત પૂજ્યભાવના દર્શાવનારી અર્પણપત્રિકાનુ વાચન વાચકને વિના કારણ નિષ્ફળ વાચન માંસમય વ્યતિત કર્તા થઈ પડે છે. વસ્તુતઃ સત્ય એજ છે કે પુસ્તક અથવા તે માહેનું જ્ઞાન તેમા વાચકનેજ પ્રાપ્ત થાય છે. અને તેથી અન્યને અર્પણપત્રિકા આપવી એ સ્પષ્ટ દંભજ કહી શકાય. ઊપરોક્ત કારણોને લીધે આ નાનકડું પુસ્તક એના વાચકનેજ ચર્ણે અર્પણ કરૂં છું.

ઊંટડી
તા. ૩૧-૮-૨૭

લી૦
છગનલાલ રણછોડજી દેસાઇ.
પ્રકાશક

# પ્રસિદ્ધ કર્તાનું નિવેદન.

ત્રિમૂર્તિ રહસ્યના લેખકને મારો ભાગ્ય વસાત સંબંધ થયો. પ્રસંગોપાત વાતચીતમાં જણાયું કે લેખકે લખેલી ત્રિમૂર્તિ છપાવવાની ને પ્રસિધ્ધ કરવાની તજવીજ સને ૧૯૧૮મા કરેલી પરંતુ કેટલાક કારણો ને લઈને એઓ નિરાશા વાદી જણાયા, અને બુક પ્રસિધ્ધી તરફ અભાવ હોવાનું જણાવ્યું. તે ઉપરથી એ બુક કોઇને આપો ને તે પોતાની મેળે પ્રસિધ્ધ કરે અથવા કોઇ સંસ્થાને આપવામાં શો વાંધો છે એમ પુછવામાં આવ્યું. તેના જવાબમાં કોઈ લઈ જાય તો મારે એની જરૂર ન હોવાથી હું આપી દઉં. પરંતુ સંસ્થાને મારે પોતે થઇને આપવા જવી એમને ઠીક લાગતું નથી એટલુંજ નહીં પણ મારે તેઓને આપવા જવાની તજવીજ પણ શા માટે કરવા જવી જોઇએ. આવો જવાબ મળવાથી મેં માગી. તો મને આપવા હા પાડી. અને મને કાંઇ પણ શરત વગર મુપ્રત કરી, ચોપડી વાંચતાં તેમજ લેખકની પ્રસ્તાવના વાંચતાં મેં આ ચોપડી પ્રસિધ્ધ કરવાનું યોગ્ય ધાર્યું. અને છપાવવાની તજવીજ કરી પ્રેસના મેનેજરે લીધેલા શ્રમ બદલ તેમનો તથા લેખક, વાચક, અને ગ્રાહકનો આભાર માની વિરમું છું, આશા છે કે ગુજરાતી બન્ધુ આ બુકને ઉત્તેજન આપશે.

મુ. ઊંટડી
તા. વલસાડ
સ્ટેશન ડુંગરી

લી૦ સેવક,
છગનલાલ રણછોડજી દેશાઇ.

# પ્રસ્તાવના.

ચાલુ જમાનામાં પ્રસ્તાવના લખવાની પૃથા છે. માટે તે લખવીજ જોઇએ, પણ શું કહું ને શું લખું એ પ્રશ્ન સહજ થાય છે. ઇંગ્રેજીને સંસ્કૃત ભાષાના જ્ઞાનથી વિમુખ અને ભાગ્યું તુટયું ગુજરાતીજ જાણનાર મારા જેવી વ્યક્તિને આ પ્રશ્ન થાય એ પણ સાહજીકજ છે. છતાં પણ પ્રસ્તાવના લખ્યા શિવાય ચાલે એમ નથીજ. ભાષા અને ધર્માદિવિષયમાં મારૂં જ્ઞાન અત્યંત ક્ષુદ્ર છે. આવી પરિસ્થિતિ છતાં ધર્મ ઉપર શા માટે લખવામાં આવ્યું એ પ્રશ્ન વાચકને સહજજ થશે. જેમ તળાવના સ્થિર પાણીમાં આપણે એક પથ્થર ફેંકીએ એટલે પાણીમાં એક ઉપર એક એમ વર્તુલ તળાવની પાળ સુધીના પાણીને હલાવી નાંખે છે. અર્થાત એક પથ્થર ફેંકવાથી તળાવમાંનું બધુંજ પાણી ડોલાયમાન થાય છે. મારૂં માનવું એવું થયું છે કે આપણો ધર્મ જે અત્યુત્તમ છે. તેને માનવાની તથા વર્તવાની પૃથા તદન વિપરીત દિશામાંજ થઇ ગઇ છે. આ ધર્મશાસ્ત્રરૂપી તળાવમાં વ્યાજબી યા ગેરવ્યાજબી રીતે યોગ્ય યા તો અયોગ્ય સ્વરૂપનો ગ્રંથ લખી પથ્થરરૂપે નાંખવાથી કદાચ દેશના વિદ્વાનો અને ધર્મ ધરંધરો આ અયોગ્ય પિષ્ટ પેષણ ઉપર સખ્ત પ્રહાર કરવા માંડે અને તે ઉપરથી ધર્મના શોધનું યથાયોગ્ય સંશોધન કરી સમગ્ર પ્રજા માટે પુસ્તકાકારમાં બહાર પાડે. અને તેના પરિણામે આ વિકૃતી પામેલો ધર્મ શુદ્ધ બને. અને તેમ થાય તોજ ભારત પ્રજાનો ઉધ્ધાર થાય એ હેતુને લક્ષ્યબિંદુ

રાખીને આ ચોપડી લખવામાં આવી છે. એમાં શું વર્ણન કરવામાં આવ્યું છે. તેનું વિવેચન કરતાં બ્રહ્માંડમાં પ્રાણીમાત્ર શા વડે ઉત્પન્ન થાય છે? ધર્મ એ શું છે? તે કેવો હોવો જોઇએ? તેઓની સ્થિતી શા વડે થાય છે? સ્થિતી બદલાવાના કારણો શું છે? ખરૂં સુખ કયાં છે? પિંડ, બ્રહ્માંડની ઐકયતા કેવી રીતની છે. પરમાત્મા પોતાની કૃતિથીજ પોતાની સિદ્ધતા બ્રહ્માંડમાં કરી રહ્યા છે, અને માયાનું બંધારણ સકળ બ્રહ્માંડમાં કેવું વીંટાઈ રહેલું છે, તે સર્વ દેખાડવાનો યથાશક્તિ પ્રયાશ કરવામાં આવ્યો છે. આર્યાવૃર્તનો અદ્વૈતવાદી ધર્મ જગતના તમામ ધર્મોમાં સર્વોપરી અને સત્ય હોઇ તત્વજ્ઞાનમાં પણ સર્વોપરી શા માટે છે, તે દર્શાવવા પણ યથાશક્તિ પ્રયાસ કરવામાં આવ્યો છે. જગતમાંના આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધી તાપ નિવારણનું મહાઔષધ આર્યોનો અદ્વૈતવાદી ધર્મજ છે. શરિરશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એ ત્રણેને આર્ય લોકોએ કેટલું બધું ઓતપ્રોત ગોઠવેલું છે, તે જોતાં આશ્ચર્ય પામી સ્તબ્ધ થઈ જવાય છે. આપણી ફક્ત જોવાનીજ ખામી છે. તે દર્શાવવા અલ્પમતિ અનુસાર પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ બુક લખવામાં સ્વામી દયાનંદકૃત સત્યાર્થ પ્રકાશ, શ્રી ધરી ટીકાવાળી શ્રીમદભગવદગીતા, તથા મણિલાલકૃત સિદ્ધાંત સાર, તેમજ ત્રિભોવનદાશ મોતીરામ શાહકૃત શારિર અને વૈદકશાસ્ત્ર એટલી ચોપડીઓનો કોઇકોઇ સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે. જે બદલ તેઓનો અંતઃકરણપૂર્વક આ સ્થળે આભાર માનું છું. લી. શેવક

**નાનુંભાઈ રામભાઇ મરોલીકર.**

# અનુક્રમણિકા.





પુસ્તક મળવાના ઠેકાણા.

છગનલાલ રણછોડજી દેશાઈ.

મુ. ઊંટડી.

પોષ્ટ ઊંટડી.

તા. વલશાડ.

સ્ટેશન ડુંગરી.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૯ | ૬૩ | ૬૬ |
| ૩ | ૯ | અધિયપણામાં | અદ્ધિપણામાં |
| ૪ | ૧૫ | वगद्दिति | जगद्दिति |
| ૫ | ૧૩ | ममो | नमो नमो |
| ૫ | ૧૪ | દેવોનો | દેવોને |
| ૧૦ | ૫ | બાલને | બાળાને |
| ૧૧ | ૧૯ | અતત્વો | એતત્વો |
| ૨૧ | ૭ | હોય | હોઈ |
| ૨૩ | ૯ | ત્રીમૂર્તિ | ત્રિમૂર્તિ |
| ૨૭ | ૧ | શાવની | શિવની |
| ૩૦ | ૧૬ | કરે છે, | ઠરે છે, |
| ૩૩ | ૧ | ફેરફાર | ફેફસાં |
| ૩૩ | ૧૦ | सम्पक | सम्यक् |
| ૩૭ | ૬ | બારાબર | બરાબર |
| ૩૮ | ૧૪ | माग्यगयाद्दित्य. | माग्यग्नाद्दित्य. |
| ૩૯ | ૧૭ | સૂર્ય | સર્પ |
| ૪૦ | ૧૧ | ચીનિમય | ચિન્મય |
| ૪૩ | ૫ | ત્રીમૂર્તિ | ત્રિમૂર્તિ |
| ૪૩ | ૧૭ | સ્થીતી | સ્થાતિ |
| ૪૪ | ૨૦ | ઇંદ્રીય | ઇંદ્રિય |
| ૪૮ | ૬ | નરસીંહ | નરસિંહ |
| ૪૯ | ૧૦ | નરસીંહ | નરસિંહ |

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪ | ૬ | પીંડમાં | પિંડમાં |
| ૫૪ | ૬ | પીંડમાં | પિંડમાં |
| ૫૪ | ૭ | પીંડમાં | પિંડમાં |
| ૫૭ | ૪ | પીંડ | પિંડ |
| ૫૭ | ૫ | ક્રીયા | ક્રિયા |
| ૫૮ | ૨ | ક્રીયા | ક્રિયા |
| ૫૯ | ૧ | મચ્છાકૃતી | મચ્છાકૃતિ |
| ૫૯ | ૨૦ | ક્રીયાઓ | ક્રિયાઓ |
| ૬૦ | ૨ | પીંડે | પિંડે |
| ૬૧ | ૨ | ક્રીયામાં | ક્રિયામાં |
| ૬૧ | ૭ | પીંડ | પિંડ |
| ૬૧ | ૧૬ | પરીપક્વ | પરિપક્વ |
| ૬૧ | ૨૦ | વાહીની | વાહિની |
| ૬૩ | ૧૧ | વીપ્રને | વિપ્રને |
| ૬૪ | ૧ | વીર્ય | વિર્ય |
| ૬૪ | ૧૫ | ક્રીયા | ક્રિયા |
| ૬૪ | ૧૯ | કરો | કરી |
| ૬૬ | ૧૪ | ક્રીયા | ક્રિયા |
| ૬૭ | ૧૪ | પીંડને | પિંડને |
| ૬૯ | ૧ | સીંહ | સિંહ |
| ૬૯ | ૧–૨ | નૃસીંહાવતાર | નૃસિંહાવતાર |
| ૬૯ | ૬–૬ | પીંડ, પીંડ | પિંડ, પિંડ |
| ૭૧ | ૫ | ક્રીયાઓ | ક્રિયાઓ |

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૩ | ૮ | ક્રીયામાં | ક્રિયામાં |
| ૭૩ | ૨૦ | ક્રીયા | ક્રિયા |
| ૭૪ | ૩ | નક્ષત્રીય | નક્ષત્રિય |
| ૭૫ | ૨ | ભીન્નભીન્ન | ભિન્નભિન્ન |
| ૭૫ | ૩ | રશોત્પાદકપીંડ | રસોત્પાદકપિંડ |
| ૭૬ | ૫ | નક્ષત્રીય | નક્ષત્રિય |
| ૭૬ | ૭ | ક્ષત્રીય | ક્ષત્રિય |
| ૭૬ | ૧૬ | પાછું | પાછી |
| ૮૦ | ૯ | નહી | નહિં |
| ૮૦ | ૧૬ | વૃદ્ધીની | વૃદ્ધિની |
| ૮૨ | ૧૫ | ઈંદ્રીય | ઇંદ્રિય |
| ૮૨ | ૧૭ | ઈંદ્રીયો | ઇંદ્રિયો |
| ૮૨ | ૧૮ | ઈંદ્રીયો | ઇંદ્રિયો |
| ૮૨ | ૧૯ | ઈંદ્રીયો | ઇંદ્રિયો |
| ૮૨ | ૨૦ | ઈંદ્રીયો | ઇંદ્રિયો |
| ૮૩ | ૨ | નજક | જનક |
| ૮૬ | ૧૭ | શીવાય | શિવાય |
| ૮૬ | ૧૭ | તરતોજ | તરાતોજ |
| ૮૮ | ૧૧ | ઉત્પત્તીનું | ઉત્પત્તિનું |
| ૮૮ | ૧૨ | ઉત્પત્તીના | ઉત્પત્તિના |
| ૮૮ | ૧૯ | ઉત્પત્તીનું | ઉત્પત્તિનું |
| ૮૯ | ૪ | લીંગ | લિંગ |
| ૮૯ | ૮ | લીંગ | લિંગ |

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૯ | ૮ | ઉત્પત્તી | ઉત્પત્તિ |
| ૯૧ | ૨ | ઉત્પત્તી | ઉત્પત્તિ |
| ૯૧ | ૪ | ઉત્પત્તી | ઉત્પત્તિ |
| ૯૧ | ૫ | જીવોત્પત્તી | જીવોત્પત્તિ |
| ૯૧ | ૮ | બુદ્ધીમય | બુદ્ધિમય |
| ૯૧ | ૮ | ઉત્પત્તી | ઉત્પત્તિ |
| ૯૨ | ૨ | મીશ્રીત | મિશ્રીત |
| ૯૨ | ૧૦ | દ્વીધા | દ્વિધા |
| ૯૨ | ૧૦ | બુદ્ધી | બુદ્ધિ |
| ૯૨ | ૧૩ | બુદ્ધીધર્મ | બુદ્ધિધર્મ |
| ૯૨ | ૧૫ | બુદ્ધી | બુદ્ધિ |
| ૯૩ | ૫ | લીંગદેહ | લિંગદેહ |
| ૯૩ | ૧૯ | આરભાંક | આરંભક |
| ૯૫ | ૬ | લીંગ | લિંગ |
| ૧૦૩ | ૭ | બુદ્ધી | બુદ્ધિ |
| ૧૦૪ | ૧૨ | બુદ્ધી | બુદ્ધિ |
| ૧૦૬ | ૧૨ | હીતાવહ | હિતાવહ |
| ૧૦૮ | ૮ | ભરવું | મરવુ |
| ૧૦૮ | ૧૫ | ઈંદ્રીય | ઇંદ્રિય |
| ૧૦૯ | ૨૦ | ત્રીગુણાત્મક | ત્રિગુણાત્મક |
| ૧૧૨ | ૨૦ | ...... | કર્મ પાંચ પ્રકારના છે. |
| (પછી | | ...... | ઉત્ક્ષેપણ, આંકુચન, |
| છાપવાનું રહી | | ...... | સંપ્રચારણ, નેગમન, |

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ગયું તે) | | ...... | અયુત સિદ્ધિયોગ પાંચ |
| | | ...... | પ્રકારના છે. ગુણુને ગુણી |
| | | ...... | જાતિને વ્યક્તિ, અવ્યવને |
| | | ...... | અવયયી, નિત્ય દ્રવ્યને |
| | | ...... | વિશેષને, |
| ૧૧૬ | ૧૩ | નિર્વાણુ | નિર્વાહ |
| ૧૨૦ | ૧૯ | ગુડા | ગુદા |
| ૧૨૫ | ૧ | વીગેરે | વિગેરે |
| ૧૨૬ | ૧૫ | સંહારનો | સંહારતો |
| ૧૨૬ | ૨૧ | ભ્રકુટી | ભ્રકુટિ |
| ૧૨૭ | ૬ | વાસ્તવીક | વાસ્તવિક |
| ૧૨૭ | ૧૫ | દુઃજ | દુઃખ |
| ૧૨૮ | ૨ | ઉત્પત્તી | ઉત્પત્તિ |
| ૧૨૮ | ૪ | શીવાય | શિવાય |
| ૧૩૧ | ૧૬ | શીશ | શિશ |
| ૧૩૧ | ૧૬ | હસ્તીનું | હસ્તિનું |
| ૧૩૨ | ૩ | હસ્તીનું | હસ્તિનું |
| ૧૩૨ | ૬ | સીદ્ધી અને બુદ્ધી | સીદ્ધિ અને બુદ્ધિ |
| ૧૩૨ | ૯ | સીદ્ધી અને બુદ્ધી | સીદ્ધિ અને બુદ્ધિ |
| ૧૩૫ | ૧૬ | ક્રિયાની | ક્રિયાનું |
| ૧૪૦ | ૯ | પૂંજાઓનિ | પૂંજા યોનિ |
| ૧૪૫ | ૧૯ | શીવાય | શિવાય |
| ૧૫૪ | ૧૨ | બુદ્ધીનો | બુદ્ધિનો |

| પૃષ્ટ | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૫ | ૩ | ને | જે |
| ૧૫૬ | ૪ | કૃપણુ | કૃષ્ણુ |
| ૧૬૧ | ૧૨ | પૂંજાન | પૂંજન |
| ૧૬૩ | ૧૧ | ઉષ્ણુતા | ઉષ્ણુ |
| ૧૬૩ | ૧૧ | થતાં | થતી |
| ૧૬૩ | ૧૮ | અશ્વીન | અશ્વિન |
| ૧૬૩ | ૧૯ | અશ્વીન | અશ્વિન |
| ૧૬૪ | ૨ | માશમાં | માસમાં |
| ૧૬૮ | ૫ | શીવાય | શિવાય |
| ૧૬૯ | ૧૪ | શીષ્ટમ | શિષ્ટમ |
| ૧૭૨ | ૩ | ખાનામાં આવો | ખાનામાં જવાનો |
| ૧૭૪ | ૨૦ | પ્રજોત્પત્તી | પ્રજોત્પત્તિ |
| ૧૭૫ | ૪ | પ્રજોત્પત્તી | પ્રજોત્પત્તિ |
| ૧૭૫ | ૧૦ | પ્રજોત્પત્તી | પ્રજોત્પત્તિ |
| ૧૮૧ | ૨૦ | દીવસમાં | દિવસમાં |
| ૧૮૬ | ૧૯ | હોય | હોઇ |
| ૧૮૭ | ૨ | અન પિંડ | અને પિંડ |
| ૧૮૯ | ૨૦ | જનોઇ | ત્રિપુંડ |
| ૧૯૧ | ૧ | શીવાય | શિવાય |
| ૧૯૧ | ૧૨ | અસ્પષ્ટ | સ્પષ્ટ |



ॐ ततसत् परमात्मनेनमः ॥

# ત્રિમૂર્તિ રહસ્ય.

## પ્રકરણ ૧.

### ત્રણુજ શા માટે ?

એક નહીં, બે નહીં, પાંચ નહીં, પચ્ચીશ નહીં, એકથી તે કરોડ સુધીની કોઇ પણ સંખ્યા નહીં, ને ત્રણુજ શા માટે લઇ તેનું રહસ્ય લખાય? જ્યાં સર્વત્રજ ત્રણનું દર્શન થાય ત્યાં પછી બીજો અંક દેખાય પણ ક્યાંથી? મહાપુરૂષોએ એક સીદ્ધાંત સ્થાપેલો છે કે પીંડે તેજ બ્રહ્માંડે. આ સિધ્ધાંત સ્થાપવાનું કારણ એ છે કે અગાધ બુધ્ધીશાળી આર્યો મહાન શોધખોળના અંતે એવા નિશ્ચય ઉપર આવ્યા કેઃ—

**यदिदं सकलं विश्वं नानारूपं प्रतीतमज्ञानात्**
**तत्सर्वं ब्रह्मैव प्रत्यस्ताशेषभावना दोषम्**

વિવેકચુડામણી પૃષ્ઠ ૬૨.

જે આ સઘળું જગત અજ્ઞાનને લીધે અનેક રૂપવાળું પ્રતિત થાય છે તે સઘળું બ્રહ્મજ છે, કે જેમાં સઘળી ભાવનાઓનો દોષ અસ્ત પામે છે.

ब्रह्मै वेदं विश्वमित्येव वाणीश्रौती ब्रूतेऽथर्व निष्ठा वरिष्ठा
तस्मादेतद्ब्रह्म मात्रं हि विश्वंनाधिष्ठानाद्भिन्नतारोपितस्य

વિવેકચુડામણી પૃષ્ઠ ૬૩.

અથર્વ વેદની ઉત્તમ શ્રુતીરૂપ વાણી કહે છે કે " આ જગત બ્રહ્મજ છે " એટલા માટે આ સઘળું જગત બ્રહ્મજ છે. કલ્પીત પદાર્થ પોતાના અધિષ્ઠાનથી ભીન્ન હોયજ નહીં.

अहेव मनु पादेयं मनोवाचामगोचरम्
अप्रमेयमनाद्यन्तं ब्रह्मपूर्ण महंमहः

વિ. ચુ. પૃ. ૬૩

છોડી શકાય નહીં એવું, લઇ શકાય નહીં એવું, મન વથા ઇંદ્રિયોથી અગમ્ય અને પ્રમાણો જેને પહોંચે નહીં એવું જે પૂર્ણ બ્રહ્મરૂપ જ્યોતી છે તે હું છું.

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयंमिन्द्रः स्वयं शिवः
स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन

વિ. ચુ. પૃ. ૧૦૭

બ્રહ્મા, વિષ્ણું, ઇંદ્ર, શીવ, અને સઘળું જગત પોતેજ છઇએ. પોતાથી જુદુ કાંઇ નથી.

अन्तः स्वयं चापि बहिः स्वयं च स्वयं पुरस्तात्स्वयमेव पश्चात्
स्वयं ह्यवाच्यां स्वयंमप्युदीच्यां तथोपरिष्टात्स्वयमप्यधस्तात्

વિ. ચુ. પૃ. ૧૦૭

અંદર, બહાર, આગળ, પાછળ, દક્ષિણમાં, ઉત્તરમાં, ઊંચે અને નીચે પોતે એક આત્માજ છે બીજું કાંઇ નથી.

वेदान्त सिद्धान्त निरुक्तिरेषा
ब्रह्मैव जीवः सकलं जगच्च
अखण्डरूप स्थितिरेव मोक्षो
ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम्

વિ. ચુ. પૃ. ૧૩૦

જીવ અને સઘળું જગત બ્રહ્મ છે. અને અખંડ રૂપે રહેવું એજ મોક્ષ છે. એટલુંજ વેદાન્તનાં સિદ્ધાન્તોનું વ્યાખ્યાન છે. બ્રહ્મના અધિયપણામાં શ્રુતિઓ પ્રમાણ છે.

उपादानं प्रपंचस्य ब्रह्मणोऽन्यन्न विद्यते
तस्मा त्सर्वं प्रपंचोऽयं ब्रह्मै वास्ति न चेतरत्

અ. શ્લો. ૪૫.

જગતનું ઉપાદાન કારણ બ્રહ્મથી અન્ય નથી માટે સંપૂર્ણ જગત બ્રહ્મજ છે. બ્રહ્મથી અન્ય નથી.

ब्रह्मणः सर्वभूतानि जायंते परमात्मनः
तस्माद्देतानि ब्रह्मैव भवंतीत्यवधारयेत्

અ. શ્લો. ૪૯

બ્રહ્મ અર્થાત્ સર્વત્ર પૂર્ણ પરમાત્માથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, પરમાત્મામાંજ સ્થિતિ પામે છે તથા

પરમાત્માને વિષેજ લય પામે છે. શ્રુતિ પણ એમજ કહે છે માટે સર્વ પ્રાણીઓ બ્રહ્મરૂપજ છે એમ નિશ્ચયવડે જાણવું.

सुवर्णाज्जायमानस्य सुवर्णत्वं च शाश्वतम्
ब्रह्मणो जायमानस्य ब्रह્मत्वं च तथाभवेत्

અ. શ્લો. ૫૧

જેમ સુવર્ણમાંથી ઉત્પન્ન થયલાં કડાં, કુંડળ આદિ ભૂષણો સુવર્ણજ છે. તેમજ બ્રહ્મથી ઉત્પન્ન થયલું સંપૂર્ણ જગત બ્રહ્મજ છે એમ નિશ્ચયવડે જાણવું.

यथा मृदि घटो नाम कनके कुंडलाऽभिधा
शूक्तौ हि रजत ख्यातिर्जीवशब्दस्तथापरे

અ. શ્લો. ૬૦

જેમ માટીને વિષે ઘડો એવી સંજ્ઞા છે, જેમ સુવર્ણ વિષે કુંડલ એવી સંજ્ઞા છે તથા જેમ છીપને વિષે રજ્જુ એવું નામ છે. તેમજ પરમાત્માને વિષે જીવ શબ્દ કથન માત્ર છે. વસ્તુતઃ જીવ, બ્રહ્મથી ભીન્ન નથી.

परिपक्व मानसानां पुरुषवराणां पुरातनैः सुकृतैः
ब्रह्मै वेदं सर्व जगदितिभूयः प्रबोधयत्येषः

સ્વાત્મનિરૂપણ શ્લો. ૮૨

શ્રવણ,મનનઆદિ સાધનો વડે જેની બુદ્ધી સ્વસ્વરૂપને વિષે સ્થિરતાને પામી છે. તથા જેમણે પોતાના જન્માંતરનાં

અનેક સુકૃતો વડે પોતાના આત્માથી અભિન્નપણે બ્રહ્મનો અનુભવ કર્યો છે એવા ઉત્કર્ષ અધિકારીઓને (સઘળું જગત બ્રહ્મરૂપ છે ) એમ ઉપનિષદ્ વારંવાર બોધન કરે છે જે **सर्वं खल्विदं ब्रह्म** ( આ સંપૂર્ણ જગત પ્રપંચરૂપ છે ) એમ શ્રુતિ કહે છે માટે બ્રહ્મથી ભીન્ન કોઈ પણ વસ્તુ નથી.

**असकृदनुचिन्तितानाम व्याहततरनिज्ञोपदेशानाम**
**प्रामाण्यं परसीम्नां निगमनमिदमेवनिखिलनिगमानाम**

સ્વા. નિ. શ્લો. ૧૦૩

જેમનો નિરંતર વિચાર કરેલો છે તથા જેમના અર્થનો કોઇ સ્થળે પણ વ્યાઘાત ( વિરૂદ્ધપણું ) નથી. તથા જે સર્વ પ્રમાણોની પરિસીમા છે તે ઉપનિષદોનો સિદ્ધાંત જીવ બ્રહ્મની એકતામાંજ છે.

**नाहं नमामि देवान् देवान तीत्य न सेव ते देवम**
**नतदनुकरोति विधानं तस्मै यतते नमोमह्मम**

સ્વા. નિ. શ્લો. ૧૫૩

હું દેવોને નમસ્કાર કરતો નથી કારણકે જે સર્વ દેવોનો ઉલ્લંઘન કરી રહ્યો છે, જે સર્વ દેવોથી શ્રેષ્ઠ છે તે દેવોને શેવતો નથી, તથા વિધિ વાકયે પ્રતિપાદન કરેલાં કર્મો પણ કરતો નથી. માટે સર્વનો આત્મા તથા સદાસ્વરૂપ ચીંતનમાં યત્નવાન હું મારા સ્વરૂપનેજ વારંવાર નમન કરૂં છું.

रज्जु सर्पवदात्मानं जीवं ज्ञात्वा भयं वहेत्
नाहं जीवः परात्मेति ज्ञातं चे निर्भयो भवेत्

આત્મબોધ શ્લો. ૨૬

જેમ અંધારામાં પડેલી દોરી ત્રણે કાળમાં પણ સર્પ નથી તથાપિ તેને ભ્રાંતિવડે સર્પ જાણીને જીવ ભય પામે છે. તેમજ સ્વયંપ્રકાશ આત્મા ભ્રાંતિવડે પોતાને વિષે જીવપણું આરોપીને હું જીવું છું, કર્તા છું, ભોકતા છું, સુખી છું, દુઃખી છું, એવાં અભિમાનવડે જન્મ મરણાદિ ભયને પામે છે. પરંતુ તે જ્યારે મહા વાકયના વિચારવડે હું જીવ નથી હું તો અદ્વીત્ય સતચીતાનંદ બ્રહ્મ છું એમ જાણે છે ત્યારે જન્મ મરણાદિ સર્વ ભય રહીત થાય છે.

सर्वगं सच्चिदात्मानं ज्ञानचक्षुर्निरीक्षते
अज्ञान चक्षुर्नेक्षेत भास्वतं भानुमंधवत्

આ. શ્લો. ૬૫

જેને જ્ઞાનરૂપી નેત્ર છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને સર્વત્ર વ્યાપ્ત દેખે છે, પરંતુ જેમ આંધળો આકાશમાં પ્રકાશી રહેલા સૂર્યનારાયણને દેખતો નથી, તેમજ અનાદિ અવિદ્યાવડે આચ્છાદાન પામેલી દ્રષ્ટીવાળો પુરૂષ પોતાનાજ શરીરમાં શાક્ષીરૂપે પ્રકાશમાન આત્મસ્વરૂપને જોઈ શકતો નથી.

यस्य प्रसादादहमेव विष्णुमय्येवसर्वपरि कल्पि तं च
इत्थं विजानामि सदात्मरुपं तस्यांध्रिपद्मप्रणतोऽस्मि नित्यं

વાકયવૃતિ શ્લો. ૨

હું પોતેજ વિષ્ણુ છું. તથા મારે વિષેજ સંપૂર્ણ વિશ્વ કલ્પીત છે એ પ્રકારે જેના પ્રસાદથી હું આત્મસ્વરૂપનો સદા પ્રત્યક્ષ અનુભવ કરૂં છું તે શ્રી સદગુરૂના ચર્ણારવીંદમાં નિરંતર પ્રણામ કરૂં છું.

**तत्वमस्यादि बाक्योत्थं यज्जीवपरमात्मनोः**
**तादात्मय विषयं ज्ञानं तदिदं मुक्ति साधनम्**

વા. વૃ. શ્લો. ૬

"તત્વમસિ" આદિ મહા વાકયના શ્રવણવડે થયલું જે જીવાત્મા તથા પરમાત્માનું એકસ્વરૂપે જ્ઞાન અર્થાત શાક્ષાતકાર એજ મુકિતનું સાધન છે.

**अत्रब्रूमः समाधानं कोन्योजीवस्त्वमेवहि**
**यस्त्वं पृच्छसि मां कोहं ब्रह्मै वाशिन संशयः**

વા. વૃ. શ્લો. ૮

હે શિષ્ય તેં પૂછેલા પ્રશ્નોનું સમાધાન આપું છું કે અન્ય વળી જીવ કોણ હોય તુંજ જીવ છે. અર્થાત ઇંદ્રિય, અંતઃકરણ આદિનો શાક્ષી છે તેજ જીવ છે. તું જે મને પૂછે છે કે "હું કોણ છું" તેનો ઉત્તર એટલોજ કે તું બ્રહ્મજ છે, એમાં જરાપણ શંશય નથી.

**जीवात्मना प्रवेशश्च नियंतृत्वं च तान् प्रति**
**श्रूयते यस्य वेदेषु तद्ब्रह्मेत्यवधारय**

વા. વૃ. શ્લો. ૩૫

જેનો જગતમાં જીવાત્મા રૂપે પ્રવેશ તથા સર્વજીવો પ્રતિ નિયંતાપણું વેદમાં કહેલ છે તે બ્રહ્મ છે એમ તું જાણ.

ઉપરોક્ત વાકયો સિવાય અનેક સ્થળે પીંડ બ્રહ્માંડની ઐકયતાના ઉદ્દેશ ઉપર અનેક દ્રષ્ટાંતો અપાયલાં છે. પરંતુ એવાં ઘણાં દષ્ટાંતોજ એકઠાં કરીને લખ્યા કરવાનો અત્રે ઉદ્દેશ નથી. જેથી દષ્ટાંતના ફકરાઓ સમાપ્ત કરી પીંડ બ્રહ્માંડ તરફ વિલોકીએ. મહાત્મા કબીર કહે છે કે જે જોવું હોય તે શરીરમાંજ જુઓ. બીજે કયાંએ શોધવાની જરૂર નથી. તત્વજ્ઞાનીઓ પણ દેહમાંનાજ તત્વો જુએ છે. યોગ સાધકો શાધ્ય વસ્તુને દેહમાંજ શોધે છે અને જુએ છે. જેથી આપણે પ્રથમ દેહ તરફ વળીએ. પ્રાણી માત્ર જનમવું, જીવવું, અને મરવું, એ ત્રણેનો અનુભવ કરે છે, પ્રાણીની અવસ્થા પણ બાળ, યુવા ને વૃદ્ધા હોય છે, બીજી જાગૃત, સ્વપ્ન ને શુશુપ્તી હોય છે.* શરીર ઉપર જે ચામડીના પડો છે તે પણ ત્રણજ છે. દેહમાં ત્રણજ વસ્તુઓ છે. રકત, હાડકાં, ને ચામડાં, શરીરના મુખ્ય ભાગો પણ ત્રણજ છે, ઉપરનો, વચ્ચેનો, ને નીચેનો. યોગી લોકો મસ્તકને બ્રહ્માંડ સમાન ગણે છે, તેઓ સમાધિ વખતે કુંડલિની નામની શક્તિને સુષુમ્ણા નામની નાડી દ્વારા મસ્તકમાં રહેલા પર-

---

*તુર્યાવસ્થા નામની ચોથી અવસ્થા ગણેલી છે પણ આ અવસ્થા જીવનમુક્તની હોવાથી અત્રે ગ્રહણ કરી નથી.

માત્મા સાથે ઐકયતા કરાવે છે, ત્યારેજ તે સમાધિ કહેવાય છે. સમાધિમાં પણ ત્રણની જરૂર છે, મસ્તિક, સુષુમ્ણા ને કુંડલિની. તત્ત્વવેત્તાઓએ જેનો નાશ ન હોઈ અનાદિ ગણેલો છે તે પણ ત્રણજ છે. પરમાત્મા, જીવાત્મા, ને પ્રકૃતિ, અને એ વડેજ સર્વ પ્રાણીમાત્ર જોવામાં આવે છે, પ્રકૃતિના પણ ત્રણ રૂપ છે, સત્વ, રજસ, ને તમસ, દુઃખ પણ ત્રણ પ્રકારના છે આધિ, વ્યાધિ, ને ઉપાધી. કર્મના ભોગ પણ ત્રણ પ્રકારના છે. સંચિત, ક્રિયમાણ, ને પ્રારબ્ધ. સામાન્ય શક્તિ ત્રણ પ્રકારની છે શારિરીક, માનસીક, ને નૈતિક. પ્રાણીના વર્ગ ત્રણ પાડેલા છે. ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ઠ. પ્રાણીની સ્થીતીને સંયોગો પણ ત્રણ રૂપમા, ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવી રીતે ગોઠવાય છે, સુર્ય તરફ નજર કરશું તો ઉદય, મધ્યાન, ને અસ્ત, એ ત્રણ કાળ ભોગવતો જણાશે, રાત્રીના પણ ત્રણ ભાગ પાડી શકાય, પહેલી, મધ્ય, ને પાછલી, આખા દીવસના પણ ત્રણ ભાગ પાડી શકાય દીવસ, રાત્રી, ને દીવસ તથા રાત્રીનો સંધિ સમય તે સંધ્યાકાળ, મુખ્ય રૂતુઓ ત્રણજ ગણાયલી છે. શીયાળો, ઉન્હાળો, ને ચોમાસુ* પૃથ્વીના ભાગો (કટીબંધો) ત્રણ કલ્પેલા છે, શીતકટીબંધ, ઉષ્ણકટીબંધ, ને શમશી-

---

*એકંદર રૂતુઓ જો કે ૬ છે પણ વ્યવહારમાં મુખ્ય ત્રણજ રૂતુઓ ગણાયલી ને વપરાયલી છે.

તોષ્ણુ કટીબંધ, કોઇ ચીજ દ્રશ્ય થાય ત્યાં પણ ત્રણુજ હોય છે, તે ચીજ, તે ચીજ વચ્ચેના અવકાસ, ને જોનાર, જગતમાં મુળ રંગ ત્રણુ છે, લાલ, પીળો, વાદળી, એ શિવાયના રંગો તે મીશ્ર હોય છે. અગ્ની ત્રણુ રૂપે દેખાય છે. તીવ્ર બાલને ભસ્મ કરે એવું, તીવ્રતાના ક્ષીણો પ્રકાશ પામતાં સૌમ્યપણું ધારણુ કરે તે પ્રકાસ, ને ત્રીજી જઠરાગ્ની રૂપ, કે જે દ્વારા પ્રાણીમાત્રનું જીવન ટકી રહેલું છે. વિશ્વમાં રાજ્ય વ્યવસ્થા ત્રણુ પ્રકારે ચાલે છે, એક રાજાસત્તાક, બીજી રાજાપ્રજાસત્તાક, કે જેમાં રાજા ને પ્રજાની મીશ્ર સત્તા ચાલે છે; ને ત્રીજી પ્રજા સત્તાક, લેવડદેવડમાં પણુ ત્રણુ હોય છે. લેનાર, દેનાર, ને ચીજ, ટુંકમાં આપણે જ્યાં જ્યાં નજર કરીશું ત્યાં ત્યાં ત્રણુજ જણુાશે. જ્યારે ઝહાડો ને વનસ્પતિ ઉગે છે અને નવી ડાળીઓ કહાડે છે, ત્યારે પણુ ત્રણુજ પાંદડીઓ કહાડે છે, કેટલાંક ઝહાડો બે પાતરાં કહાડે છે. પરંતુ ત્યારે તેની વચ્ચે એક દાંડો કહાડે છે એટલે તેની પણ ત્રણુમાંજ ગણુના કરી શકાય. જેને દાંડો નથી નીકળતો તેને ત્રણુ પાંદડાં નીકળે છે. વનસ્પતિ સુદ્ધાંત ત્રીગુણુાત્મક ઉપદેશ કરી રહી છે. ટુંકમાં એ સંબંધી વધુ વિવેચન કરવાનો ઝાઝો અર્થ કે ઉદ્દેશ નથી. દ્રશ્ય માત્ર જ્ઞાન કે અજ્ઞાનથી ઇચ્છા હો, વા, ન હો, જડ હો વા, ચૈતન્ય હો, પ્રેમી હો વા વિરોધી હો, તો પણુ ત્રણુનોજ

ઉપભોગ કરે છે, ને કીટ ભ્રમર ન્યાયે ઉપભોગ કરતાં ચીંતવન, ને ચીંતવન કરતા તેમય, એટલે ત્રણુમય થઈ જાય છે, એથી વિશ્વમાત્રને ત્રિમૂર્તીનું ઉપાસક ગણુવામાં આવે તો ચાલી શકે એમ છે. પરંતુ વિચાર કરતાં જણાશે કે એકજ હોય નહીં, તો પછી ત્રણ એવી સંખ્યા પણ હોય નહીં. એક ને ત્રણુની વચ્ચે બે એવી સંખ્યા હોય નહીં. તો ત્રણુની સંખ્યા પણ હોઇ શકે નહીં. ભાવાર્થ. એક હોય તોજ બે હોઈ શકે, બે હોય તોજ ત્રણ હોઈ શકે, ને ત્રણ હોય તોજ ચાર હોઇ શકે એમ ગણુતાં કરોડોની સંખ્યા હોઈ શકે છે. પણ કરોડોની સંખ્યા જણાવવા માટે ફક્ત એકથી દશ આંકડાઓનીજ આવશ્યકતા હોય છે. દશ ઉપરાંત નવો અંક અંકમાળામાં છેજ નહીં. કરોડો કે અબજોની સંખ્યા લખવા માટે એકથી લઇને દશ પર્યંતનાજ આંકડાઓ શીખવાની ને લખવાની આવશ્યકતા છે. દશ શીખ્યા કે સમઝ્યા એટલે સર્વ શીખ્યા કે જાણ્યુ એમ માનીએ તો પણ ચાલી શકે. સર્વ બાબતો જાણવા કે શીખવાનું સાધન મુળ દશ છે, એ દશમાંજ જીવન અને મૃત્યુ સમાયલું છે. અલત્ત્વો સંયોગાનુસાર જણાશે, હાલમાં તો જે ત્રણ દૃશ્ય થાય છે તેનુંજ વિવેચન કરવું ઠીક છે, મનુષ્યનું કર્તવ્ય કયાંથી આવ્યા ને કયાં જવાના છઇએ

એ શોધવામાંજ સમાયલું છે. "ધારો કે આપણે કોઈ ગામ જવા નીકળીએ તે ગામે પહોંચ્યા પહેલાં વચમાં જે જે સ્થળો આવે તે સ્થળોએ આપણે નિયંત્ત થઈ જતા નથી. પરંતુ આપણું લક્ષબીંદુ ધારેલા સ્થળે જવામાં હોય છે" તેવીજ રીતે પ્રાણી માત્ર આ દુઃનીયામાં દેહ-રૂપી શરીર દ્વારા મુસાફરી કરે છે. પરંતુ પ્રાણીનું લક્ષ્ય સ્થાન કાંઇ દેહમાંજ નિમગ્ન થઇ લય પામવાનું નથી, તેથી સવાલ એ ઉદ્દભવે છે કે પ્રાણી માત્ર શા માટે જન્મે છે ને મરણાન્તે કયાં જાય છે ? આ સંબંધે અપરોક્ષાનુંભુતિના શ્લોક ૧૨ માં લખ્યું છે કે,

कोहं कथमिदं जातं कोवैकर्त्ता कर्माऽस्य विद्यते.
उपादानं किमस्तीह विचारः सोयमीदृशः

ભાવાર્થ હું કોણ છું, આ જગત કેમ ઉત્પન્ન થયું, આનો કર્તા કોણ છે, આ જગતનું ઉપાદાન કારણ શું છે, આ પ્રકારનો વિચાર તે જ્ઞાનનું સાધન છે.

ઉપરના વિચારોનો જવાબ અંતરાત્મા એજ આપશે કે જેને લીધે આ સર્વ દૃશ્ય થાય છે, જે એની ઉત્પત્તીનું મુળ છે, ને જ્યાંથી આપણે આવ્યા ત્યાં આપણે જવું જોઇએ. પ્રાણી માત્રની શોધક શકિત કારણો જાણવા માગે છે કે શા માટે જવું જોઇએ; વ્યવ્હારમાં પણ આપણે કારણો જાણવા માગીએ છીએ, કે અમુક કાર્ય કેવી રીતે

ને શા કારણે થયું ? જ્યારે પ્રાણી માત્રનો સ્વભાવ કારણો શોધે છે તો પછી આપણે શા માટે જન્મીએ છીએ અને મરીને ક્યાં જઇએ છઇએ, એ સવાલ અંતઃકર્ણને શા માટે ન પૂછાય ? પુછાયજ. આ સવાલજ પ્રાણી માત્રમાં ધર્મ નામની ભાવના ઉત્પન્ન કરે છે. ને તેથીજ હવે આપણે ધર્મ તરફ નજર કરીએ.

## પ્રકરણ ૨.

### ધર્મ વિચાર.

આપણાં રહેવાના ઘર, પહેરવાના કપડાં, વાપરવાના વાસણકુસણ, ખાવાપીવાના અનાજપાણી વિગેરે હંમેશના વ્યવહારમાં જે જે ચીજો દૃષ્ટીગોચર થાય છે તે તે ચીજો કોઈ નહી ને કોઇએ પણ બનાવેલી હોય છે, તે ચીજો સ્વયં બનેલી હોતી નથી, તો પછી વિશાળ પૃથ્વી, તેના ઉપર અગાધ આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા વિગેરેનો બનાવનાર પણ કોઇ હોવોજ જોઇએ. દીવસ, રાત્રી, ભરતી, ઓટ, રોગી, નિરોગી, જન્મવું મરવું વીગેરે ક્રીયાઓ ઈચ્છા ન હોવા છતાં થાય, તે આપણા આત્મા કરતા કોઈ બળવાન આત્મા આ ક્રીયાઓ કરતો હોવો જોઇએ એમ સહજ અનુમાન

થશે. આપણા વ્યવહારમાં પણ સાધારણ માણસથી જે કામ ન થાય તે કોઇ વ્યકિત કરી બતાવે તો તેને બળવાન કહીએ છીએ. ઉપર બતાવેલી ક્રીયાઓ સાધારણ આત્મા કરી શકતો ન હોવાથી કોઈ બળવાન આત્મા એ ક્રીયાઓ કરે છે એ નક્કીજ છે. બળવાનનો અર્થ મહોટો–પરમ એવો પણ થઇ શકેજ, અને તેથી આપણે આપણા આત્માને આત્મા કહીએ તો પેલા મોટા આત્માને પરમાત્મા કહીએ, તો તે અસ્થાને નથી. વિશ્વમાં નિર્બળો બળવાનના તાબેદાર થાય છે ને શેવ્ય શેવક ભાવ બંધાય છે. ઇચ્છા હો વા ન હો, પણ નિર્બળોને બળવાનોની આગળ ઘુંટણીએ પડવું પડે છે, બલકે નમન કરવું પડે છે. જગતમાં આપણે જે ચીજ પ્રાપ્ત કરવા ધારીએ તે જેના દ્વારા પ્રાપ્ત થવાની આશા હોય, તેની આગળ તેટલા પુરતા શેવક થવું પડે છે. ને તે ચીજ આપનાર તે વિષય પૂરતો શેવ્ય થાય છે, એજ ન્યાયે પ્રાણી માત્ર પરમાત્મા પ્રતિ શેવ્ય ભાવથી જુએ એમાં આશ્ચર્ય નથી. એ શેવ્ય ભાવ વિશ્વમાં અનેક રૂપમાં છે. જેથી જગન્નિયંતા પરમાત્માનું કોઇ કયા રૂપમાં તો કોઈ કયા રૂપમાં પૂંજન કરે છે. જે જે ધર્માનુયાયીઓએ પરમાત્માનુ જે જે રૂપ કલ્પ્યું હોય તે તે રૂપમાં તે તે ધર્મના અનુયાયીઓ પૂંજન કરે છે. પૂંજન કોઇ સ્થુળ દ્વારા, તો કોઈ મન દ્વારા, તો કોઇ આત્મભાવ

દ્વારા કરે છે. પ્રાણી માત્રમાં અહમપણાની ભાવના છે-તેનો નાશ અદ્યાપ થઇ શકયો નથી. થશે કે કેમ એ પ્રશ્નનો જવાબ અગમ્ય છે. પરંતુ બુધ્ધિવાદ તો નકારજ ભણે છે. એજ અહમપણાની ભાવના દુઃખોત્તપત્તિનું મૂળ છે. એજ ભાવના હમારૂં માનવું ખરૂં ને બીજાઓનું ખોટું એમ મનાવે છે. ને તેનાજ પરિણામમાં એક બીજા ઉપર શ્રેષ્ઠતા સાબીત કરવા મન, વાણી, ને શસ્ત્ર દ્વારા પ્રયત્ન થયા છે ને થાય છે. * જે ધાર્મીકપણાને લઇને આપણે પરમાત્માનું પૂંજન કરવા માંગીએ છઇએ તે ધર્મ એટલે શું ? એ વિષે પણ ઘણા મતભેદ છે. કેટલાકો ધર્મ શબ્દનો અર્થ ધારણ કરનાર, પરમ માર્ગે દોરનાર એમ વ્યુત્પત્તિ દ્વારા વિચારે છે. કોઇ ધર્મશાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ચાલવાને ધર્મ કહે છે. તો કોઇ ફકત દયાને પરોપકારમાંજ ધર્મની પૂર્ણાહુતી કરે છે. ધર્મ શબ્દના બે અર્થ ૧ ઇશ્વરને સમજવાની બુદ્ધી ૨ ને તે પ્રમાણેની વર્તણુંક. કેટલાકો ધર્મનો ટુંકો અર્થ ફરજ કરીને અટકે છે. ને ફરજની સત્યતા સાબીત કરવા કારણો પણ જણાવાય છે કે, એ ટુંકા શબ્દનો અર્થ નાનામાં નાનો ને વિશ્વવ્યાપી પણ છે. એક

---

* કેવલાદ્વૈત સંપ્રદાયવાળાઓએ મનદ્વારા, આર્યસમાજ, બૌધ, જૈન, ક્રીશ્ચીયન વિગેરેઓએ વાણીદ્વારા, ને ઇસ્લામોએ શસ્ત્રદ્વારા પ્રયત્ન કરેલાનું ઇતિહાસના અભ્યાસીઓ કહે છે.

ઝીણામાં ઝીણી વસ્તુ બલ્કે એક પરમાણુંથી લઇને સમગ્ર બ્રહ્માંડમાના ચૈતન્યને ચૈતન્ય રહીત સર્વ દ્રશ્ય પ્રત્યે ફરજ બજાવવાની હોય છેજ. સુક્ષ્મથી તે સ્થુળ સુધી, આત્મા, શરીર, કુટુમ્બ, ગામ, દેશ, પૃથ્વી, બ્રહ્માંડ, ને પરમાત્મા પ્રત્યે પણ ફરજ અદા કરવાની હોય છે. ને તેથી ફરજનેજ ધર્મ માની લઇએ તો તે અસ્થાને નથી. ભગવદ ગીતા અધ્યાય ૪ ના શ્લોક માં ૭ માં કહ્યું છે કેઃ—

यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य, तदाऽत्मानं सृजाम्यहम ॥

હે ભારત જ્યારે જ્યારે ધર્મની ગ્લાની (હાની) થાય છે, ત્યારે ત્યારે અવશ્ય હું પોતાને ઉત્પન્ન કરૂં છું.

પહેલાં પ્રકરણમાં પિંડ બ્રહ્માંડનું સુત્ર બતાવ્યું છે તે મુજબ આપણા ગ્રહ તરફજ જુઓની. આપણે ફરજ અદા કરવાની બંધ કરી કે બીજાઓ આવીને ફરજ બજાવે છે આનો અર્થ એજ થાય છે કે જ્યારે આપણે આપણી ફરજ (ધર્મ) ને હાની પહોંચાડીએ છીએ બલ્કે નહીં બજાવીએ, ત્યારે પરમાત્મા અવશ્ય પેદા થાય છે, અર્થાત બીજાઓ તે ફરજ બજાવવા ઉભા થાય છે. આપણે જે નહીં કરી શકયા તે બીજો આવીને કરી જાય ત્યારે તે કાર્ય નિસ્બત આપણા આત્મા કરતાં તે મોટો (પરમ) આત્મા ગણવોજ પડે. તે સુત્રાનુસાર ફરજ બજાવનાર

શોવ્ય થઇ બેસે છે અને આપણે શેવક બની જઇએ છીએ. ઉપર જોયું કે આપણે ફરજ બજાવવા નીબંધ કરી કે બીજો ફૂરજ અદા કરવા ઉભો થાય છે. જાતને વિષે, ગ્રહને વિષે, કુટુમ્બને વિષે, દેશને વિષે, જગતને વિષે, બારીકાઇથી જોઇશું તો ઉપલુંજ સુત્ર જણાઇ આવશે. હંમેશના વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે જો બીજાઓ આપણી ફરજ બજાવે તો તે લાભદાયક હોતી નથી. એ સુત્ર અજ્ઞાનમાં અજ્ઞાન બાળક સુદ્ધાંત જાણે છે. વિશેષમાં, જાત વગરની જાત્રા ખોટી, આપ સમાન બળ નહીં ને મેઘ સમાન જળ નહીં, હાથ બાળવો સારો પણ હૈયું બાળવું નઠારૂં, આપ મુવા વિના સ્વર્ગે ન જવાય, વિગેરે અનેક કહાણીઓ પ્રચલીત થયલી છે તે દ્વારા પણ આપણને એજ ઉપદેશ મળે છે. એજ સીધ્ધાંતના સમર્થનમાં શ્રી કૃષ્ણચંદે ભગવદગીતા અધ્યાય ૩ના શ્લોક ૩૫ માં કહ્યું છે કે:—

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः॥

સ્વનુષ્ટિત પરધર્મ કરતાં કાંઇક અંગોની ન્યુનતાવાળો પોતાનો ધર્મ શ્રેયસ્કર છે. પોતાના ધર્મમાં મરણ પણ શ્રેય છે, પણ પરધર્મ ભય ઉત્પન્ન કરનાર છે.

હા, ખરેખર સંસાર વ્યવહારમાં પણ એમજ છે. આપણે જે ફરજ બજાવીએ તે કાંઇક અંગોની ન્યુનતાવાળી એટલે

ભૂલચુકવાળી હોય છે. હવે એ ફરજ બજાવતાં આપણો જીવ જાય તોપણ સારૂં છે. બલકે જીવની પણ દરકાર કર્યા સીવાય અદા કરવી જોઇએ. પરંતુ આપણે બદલે પારકો માણસ અદા કરે તો તે ભયંકર નીવડે છે. જુઓ આમાં પણ જાત, ગૃહ, ગામ, દેશ સર્વને એક સરખુ લાગુ પાડવા જેવું છે. ફરજ પણ વિષયવાર હોય છે. દરેક વિષયવાર ફરજ ઝીણાંમાં ઝીણાં પરમાણુંથી લઇને પરમાત્મા પર્યંતની અદા કરવાની હોય છે, તો પછી ધર્મનો અર્થ ફરજ કરવામાં આવે તે પણ અસ્થાને છે એમ કેમ કહેવાય ? ઉપર ધર્મના અર્થ બીજા કરવામાં આવ્યા તે ખોટા છે એમ કહેવા જેટલી હાલ આપણામાં શક્તિ નથી. અમુક બાબત ખોટી છે એમ કહેતાં પહેલાં તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન આપણે મેળવવું જોઇએ. જ્યાં સુધી આપણે તેવું જ્ઞાન ન ધરાવીએ ત્યાં સુધી ખોટું છે એમ કહેવાનો આપણી પાસે શો આધાર છે ? હરેક કાંઇને ખોટું કે ખરૂં કહેવું તે પહેલાં તેને લગતું પૂર્ણ જ્ઞાન મેળવવું જોઇએ. સૃષ્ટીનો કર્તા પરમાત્મા છે એમ આપણે ઉપર જોઇ ગયા છઇએ. એ પરમાત્મા પ્રત્યે આપણી શી ફરજ છે તે જોવાનું છે. જે આપણો કર્તા હર્તા છે, જે આપણાથી બળવાન છે, જે આપણને સુખી અથવા દુઃખી બનાવી શકે છે, તેની સેવા કરવાની પ્રાણી માત્રમાં ભાવના

ઉદભવે તેમાં આશ્ચર્ય શું છે? પરંતુ સેવા કેવી રીતે કરવી તેજ સવાલ પ્રથમ ઉદભવે છે. પ્રથમ પ્રકરણમાં આપણે જોઇ ગયા છઇએ કે સર્વત્ર ત્રણજ દેખાય છે.

એ ત્રણ શા વડે દ્રશ્ય થાય છે. જવાબ આવશે કે પ્રાણ આધારે. જુઓ જન્મવું, જીવવુ. ને મરવું; બાળ, યુવા, ને વૃદ્ધા. જાગૃત, સ્વપ્ન, ને શુષુપ્તી. ચામડીના પણ ત્રણ પડો. શરીરમાં પણ રક્ત, હાડકાં, ને ચામડાં. શરીરના ત્રણ ભાગ ઉપરનો, નીચેનો, ને વચ્ચેનો. મસ્તીક, કુંડલીની, ને શુષુમ્ણા. ત્રણ પ્રકૃતી. સત્વ, રજસ, ને તમસ. ત્રણ પ્રકારના દુ:ખ આધિ, વ્યાધિ, ને ઉપાધી, ત્રણ પ્રકારના કર્મ, સંચીત, ક્રીયમાણ, ને પ્રારબ્ધ. ત્રણ પ્રકારની શક્તિ, શારિરીક, માનસીક, ને નૈતિક. ઉત્તમ, મધ્યમ, ને કનીષ્ઠ. વીગેરે સર્વ એક પ્રાણ જો ન હોય તો નકામાં છે. બલકે એ સર્વને અનુભવવા શરીરમાં પ્રાણની જરૂર છે તે ન હોય તો સર્વ નકામું છે. સર્વ ચીજો ને પ્રકૃતીઓ સત્વ ને ગુણ રહીત હોય તો તે નકામીજ છે. પ્રાણીઓમાં જેમ પ્રાણની આવશ્યકયતા છે તેમ ચીજોમાં સત્વની, રૂતુઓમાં કાર્યની, આવશ્યકયતા છે. તેઓ તે પ્રમાણે કાર્ય ન કરે તો તે નકામાં છે. એટલું નકકી થાય છે કે જે ત્રણ છે તે પ્રથમ એક વડેજ થાય છે. એકડા વગર શો મીંડા નકામાં. આ પ્રચલીત કહેવતમાં કેટલું શુદ્ધ તત્વજ્ઞાન સમાયલું છે તે વિચારતાં સહેજમાંજ જણાશે.

વિચારતાં જણાશે કે પરમાત્મા શિવાય બ્રહ્માંડ અને પ્રાણ શિવાય વિશ્વ, સત્વ શિવાયની ચીજો, એકડા શિવાયના મીડાંઓ એ સર્વ અર્થ રહીત હોઈ નિરૂપયોગી છે. પરંતુ પ્રથમ એકડો હોય તોજ મીડાંઓ ઊપયોગી બને છે તેમ પ્રાણ હોય તોજ આ સર્વ ઉપયોગી બને છે, નહીં તો નિરર્થક બને છે. એક અને ત્રણની ઉપયોગીતા આપણે આગળ ઉપર જોઈ ગયા છઇએ. પીંડે તેજ બ્રહ્માંડે એ સુત્રાનુસાર હવે આપણે પરમાત્મા પ્રતિ વળીએ. ઇશ્વર પ્રતિની ફરજો અદા કરવા માટે માનવની બુધ્ધીવાદે ધર્મ-શાસ્ત્ર દ્વારા પરમાત્માને ત્રણ રૂપમાં કલ્પ્યો. આર્ય લોકોનો અદ્વૈતવાદ પણ એમજ કલ્પે છે. પરમાત્માનો અંશ, બ્રહ્મા, વિષ્નુ ને રૂદ્રએ ત્રણ રૂપમાં પ્રગટ થાય છે. ક્રિશ્ચયનોમાં પિતા, પુત્ર, ને પવિત્રાત્મા રૂપે કલ્પાયો છે. તેઓએ પિતામાં ગોડ એટલે પવિત્ર પિતા. પિતા બાળકોને હમેશાં જ્ઞાન આપે છે માટે તેને જ્ઞાન પણ કહે છે. હવે પુત્ર તે પવિત્ર પુત્ર ક્રાઈસ્ટને કલ્પેલો છે. પિતાનો પુત્ર પ્રત્યે પ્રેમ હોય છે માટે ક્રાઇસ્ટને પ્રેમ પણ કહે છે. પવિત્રાત્મા તે પવિત્રજ છે ને તેને આત્મા પણ કહે છે* હવે પારસીઓ તરફ વળીએ

---

* આત્મા તે પવિત્ર તેથી પવિત્રાત્મા. ને આર્યોનું અહં બ્રહ્માસ્મીનું સુત્ર લઇને આર્યાવૃર્તમાં બ્રહ્મો સમાજ સ્થાપીત કરેલો છે. પરમાત્મા પ્રતિના ધર્મનું એકજ પાંખડું લઇને મસ્ત બનવા પ્રયત્ન કરનાર બ્રહ્મો સમાજ આજે નિસ્તેજ હાલતમાં છે.

જેમ ક્રીશ્ચયનો સ્વયં ઈશ્વરને માને છે તેમ પારસીઓ પણ માને છે. પારસીઓમાં મનસની, ગવસની, ને કુનસની એ ત્રણ મહાન પવિત્ર ચીજો ગણાયલી છે. એઓ એના સોગન લઇને જુઠું બોલવાની હીમત કરી શકતા નથી. મનસની એટલે સારા વિચાર, ગવસની એટલે સારૂં બોલવું, કુનસની એટલે સારૂં કરવું એ ત્રણ છે. ઉપરના ત્રણ મહાન સુત્રો કેટલા બધાં કીમતી હોય, જગતને કેટલાં બોધદાયક ને સુખદાઇ છે તે સહજ જણાય એમ છે. ઇસ્લામીઓએ પરમાત્માને અલ્લાહ રૂપે કલ્પ્યો છે. તેમાં ત્રણ વસ્તુ ઘણીજ પવિત્ર માની છે. ફીરસ્તા, પેગમ્બર, ને પવિત્રાત્મા. તેમ આર્યોએ ત્રણને બહુ માન આપી વિશેષતા બતાવવા તે ઉપર બીજો તગડો ચઢાવી તેત્રીસ કરી તેનું બહુવચનરૂપ કરી તેત્રીસ કરોડ દેવ કલ્પ્યા છે. તેમ મુસલમાનોના કુરાનમાં ત્રણનું બહુવચન કરી ત્રણ હજાર ફીરસ્તાની સાથ અલ્લાહ સહાય કરે છે એવું લખેલું છે. તેમજ ત્રણ વખત અલ્લાહ ભુલ માફ કરે છે એવું પણ લખેલું છે. આગળ ઉપર આપણે જોયું છે કે જે સર્વત્ર ત્રણ દેખાય છે તે એક પ્રાણ વડે દેખાય છે. એ પીંડનું સુત્ર બ્રહ્માંડમાં લગાડતાં આર્ય લોકોએ બ્રહ્મા, વિષ્નુ ને રૂદ્ર; ક્રિશ્ચયનોએ પિતા, પુત્ર, ને પવિત્રાત્મા; પારસીઓએ મનસની,વચસની, ને કુનસની; ઇસ્લામીઓએ ફિરસ્તા, પેગમ્બર

ને પવિત્રાત્મા, એ પ્રમાણે વધતું ઓછું દેવત્વ અર્પી ધર્મની સંકલના ગોઠવી એ પરમાત્માએ પેદા કર્યા છે એમ ઠરાવ્યું. આપણે આપણા અક્ષરોમાં અંક શીખીએ છીએ ત્યાં એક પછી ત્રણ આવતા નથી પરંતુ બે આવે છે. ત્યારે હવે એ બે શું છે તે આપણે જોઈએ. પિંડમાં પ્રાણુ હોવા છતાં સુષુપ્તી અવસ્થામાં આપણે કાંઈપણુ જાણી શકતા નથી. સ્વપ્નાવસ્થામાં કાંઈક ભાંગુતુટું જાણીએ છીએ. જાગ્રત અવસ્થામાં સર્વ જાણીએ છીએ. ત્યારે સવાલ એ ઉત્પન્ન થાય છે કે સુષુપ્તી અવસ્થામાં એવી કઈ ચીજ અદ્રશ્ય થાય છે કે આપણે જાણી શકતાં નથી. જવાબ એજ આવશે કે ચૈતન્ય. પ્રાણુ હોવા છતાં સર્વ જાણુવા માટે ચૈતન્યની પ્રથમ આવશ્યકતા રહે છે. સુષુપ્તી અવસ્થામાં ચૈતન્ય તુર્ત આવી જાય છે. પણુ મર્ણ આગમચ ગયેલું ચૈતન્ય પાછું આવતું નથી. અંકમાળામાં ત્રણુની આગળ એક અને બે એ અંકોની આવશ્યકતા છે શરીરમાં પણુ પ્રાણુની સાથે ચૈતન્યની આવશ્યકતા છે, તો પછી બ્રહ્માંડને વિષે પણુ ત્રણુને માટે એક અને બેની આવશ્યકતા છેજ. તો પછી ધર્મ માત્રમાં પરમાત્મામાંથી ત્રીમુર્તિ જે કલ્પવામાં આવી છે તેમાં બેના અંકનો મેળ કેવી રીતનો છે તે જોઈએ. આર્ય લોકોએ પ્રથમ પરમાત્મા ઇચ્છા શકિત પ્રેરે છે તે શકિત બ્રહ્મા, વિષ્ણુ

ને રૂદ્રને ઉત્પન્ન કરે છે * એમ જણાવેલું છે. ક્રિશ્ચયનોએ ઇશ્વર પ્રથમ પ્રકાસને ઉત્પન્ન કરે છે, ને ત્યારબાદ પિતા, પુત્ર, ને પવિત્રાત્મા થાય છે એમ જણાવેલું છે. ઇસ્લામોમાં એ સંબંધે કાંઇ વધુ ઉલ્લેખ જણાતો નથી. પારસીઓએ મનસની, વચસની, ને કુનસની, પવિત્રાત્મા દ્વારા થાય છે એમ જણાવેલું છે. આર્યોના અદ્વૈતવાદે આ ત્રિમૂર્તિ કલ્પવામાં અદભુત બુદ્ધીવાદ દર્શાવ્યો છે કે જેના વખાણ કરવા પ્રાણી માત્ર અસમર્થ છે. આર્ય ધર્મમાં જે બ્રહ્મા, વિષ્ણુ, ને રૂદ્રની ત્રીમૂત કલ્પેલી છે, તેનો હેતુ શો છે તે વિલોકવા આર્યની ત્રિમૂર્તિ તરફ વળીએ.

* આદ્ય એટલે પ્રથમ પરમાત્મા ઇચ્છા શક્તિને પેદા કરે છે જેથી એ ઇચ્છા શક્તિ પ્રથમ ઉદભવેલી હોવાથી તેને આદ્ય શક્તિ કહીએ તો તે અસ્થાને નથી. ને તેથીજ કેટલાકો એમ પણ માને છે કે શક્તિ આદ્ય જે એ સ્વયં થયેલી છે. કોઇએ બનાવી નથી. તેથી એનાથી મહોટુ ભજવા યોગ્ય કોઈ પણ નથી. બલકે કર્તા હર્તા શક્તિ છે. શક્તિ આધ છે ખરી પરન્તુ પરમાત્માએ પ્રથમ પેદા કરી તેથી કરીને પેદા કરનાર પરમાત્માનું વિસ્મરણ ન થવું જોઇએ. આપણે પીંડ બ્રહ્માંડની એકતાના ન્યાયે પીંડમાં જોઇશું તો પીંડનો આધારભુત પ્રાણ ન હોય તો શક્તિ શું કરી શકે ? પીંડની શક્તિને કમ, તથા જાદાપણું અને નાશપણું લાગુ થાય છે. તો પછી એને અનાદિ કેમ મનાય ? બીજાઓ ભલે અનાદિ માને પરંતુ સત્ય કાળાંતરે પણ પ્રગટ થયા શિવાય રહેવાનું નથી.

# પ્રકરણ ૩ જું.

## બ્રહ્મા.

શ્રીમદ ભગવદગીતાના વિભૂતી યોગ નામના અધ્યાયમાં વિવેચન છે કે શ્રી કૃષ્ણનું કહેવું છે કે આ સર્વ જે દ્રશ્ય થાય છે તે મારા વડે થાય છે. મારા સિવાય એક તલ માત્ર પણ કાંઇ થતું નથી. શંક્ષિપ્તમાં જણાવવાનું કે સર્વ દેહીઓમાં જીવાત્મા, ભુતોના આદિ, મધ્ય ને લય આદિત્યોમાં વિષ્ણુ, પ્રકાશકોમાં રવી, મારૂતોમાં મરિચી, તારાઓમા. ચંદ્રમા, વેદોમાં સામવેદ, દેવોમાં ઇંદ્ર, ઇંદ્રીઓમાં મન, ભુતોમાં ચૈતન્ય, રૂદ્રોમાં શંકર, વક્ષ ને રાક્ષસોમાં કુબેર, વસુઓમાં અગ્નિ, ગિરિઓમાં મેરૂ, ગુરૂઓમાં બ્રહસ્પતિ, શેનાપતિમાં કાર્તિક સ્વામી, જળાશયોમાં સાગર, મહર્ષિઓમાં ભૃગુ, વાણીમાં અક્ષર, યજ્ઞોમાં જપ, સ્થાવરોમાં હિમાલય, વૃક્ષોમાં પીપળો, દેવર્ષિમાં નારદ, ગંધર્વમાં ચિત્રરથ, સિધ્ધીઓમાં કપીલ, ઘોડાઓમાં ઊચ્ચૈશ્રવા, ગજેન્દ્રમાં ઐરાવત, પુરૂષોમાં રાજા, હથીઆરોમાં વજ્ર, ગાયોમાં કામધેનુ, પ્રજોત્પત્તિમાં કામદેવ, સર્પોમાં વાસુકી, નાગોમાં અનંત, જળચરોમાં વરૂણ, પિતૃઓમાં અર્યમાં, સંયમ કરનારાઓમાં યમ, દૈત્યોમાં પ્રહલાદ, ગણત્રીમાં કાળ, ચાર પગમાં સિંહ, પક્ષિમાં ગરૂડ, શુધ્ધિ કરનારામાં પવન, શસ્ત્રધારીમાં રામ-

ચંદ્ર, માંછલાંમાં મગર, નદીમાં ગંગા, વિદ્યામાં અધ્યાત્મ, અક્ષરોમાં અકાર, સમાશોમાં દ્વન્દ્વ, વિશ્વતોમુખ જોનારાઓમાં ધાતા, સર્વનો હરણા મૃત્યુ, ભવિષ્યનો ઉત્કર્ષ, નારીઓમાં કીર્તિ, શોભા, વાણી અને ક્ષમા; સામોમાં બ્રહુતસામ, છંદોમાં ગાયત્રિ, માસોમાં માગસર, રૂતુઓમાં વસંત. છળમાં જુગાર, તેજસ્વીમાં તેજ, ગુણમાં સત્વગુણ, યાદવોમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય, મુનિમાં વેદ વ્યાસ, કવિમાં શુક્રાચાર્ય, દમનારાઓમાં દંડ, જયમાં નિતિ, ગુપ્તમાં મૌન, ને જ્ઞાનીઓમાં જ્ઞાન હું છું. આનો અર્થ એજ થઇ શકે છે કે, सर्वं खल्विदं ब्रह्म, અર્થાત આખું જગત બ્રહ્મ છે. આ ઉપરથી એટલું નક્કી થાય છે કે પરમાત્માને આપણે જેવા રૂપમાં જોવા ધારીએ તેવા રૂપમાં જોઇ શકીએ. ભગવદ્ગીતા અધ્યાય ૪ના શ્લોક ૩૫માં કહ્યું છે કે,

यज्ज्ञात्वानपुनर्मोहि मेवं यास्यसि पांडव,
येनभूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथोमयि ॥

હે પાંડવ જે આત્મજ્ઞાનને જાણીને પુનઃ દેહાદિકને વિષે (તને) પાછો આવો મોહ પ્રાપ્ત થશે નહીં, જે જ્ઞાન વડે કરીને તું સર્વ પ્રાણીઓને પોતાના આત્મામાં તથા મારામાં પણ (અભેદતાથી) જોઇશ.

अपिचेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृतमः,
सर्वज्ञानप्लवेनैव नृजिनं स तरिष्यसि.

શ્લોક ૩૬

જો કદાચીત તું સર્વ પાપીઓ કરતાં પણ વિશેષ પાપી હોઇશ તો પણ આત્મજ્ઞાનરૂપી નૌકા-વહાણ-થી પૂર્વના સંચય કરેલાં પાપરૂપ સમુદ્રને સહજ તરી જઇશ.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन,
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

શ્લોક ૩૭

હે અર્જુન જેમ પ્રજ્વલિત થયલો અગ્નિ સઘળાં કાષ્ટને ભસ્મ કરી નાંખે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ સઘળાં સંચય કરેલાં કર્મોને ભસ્મ કરી નાંખે છે.

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योग संसिद्धः कालेनात्मनि विंदति ॥

શ્લોક ૩૮.

આ સંસારમાં આત્મજ્ઞાન સદૃશ અન્ય કાંઇ પણ વસ્તુ પવિત્ર નથી. પુરૂષ તેને કાળે કરીને જ્ઞાનાકાર કર્મયોગથી સિદ્ધ થઇને આત્મજ્ઞાને પોતાનામાં પોતેજ પ્રાપ્ત થાય છે.

ઉપરના અવલોકનથી એટલું તો જણાશે કે પરમાત્માને જે રૂપમાં ધારીએ તે રૂપમાં આપણે જોઇ શકીએ. કૃષ્ણચંદ્ર કહે છે કે સર્વરૂપમાં જ્ઞાનરૂપ સર્વોત્તમ છે, મૂક્તિનો માર્ગ જ્ઞાન છે. જ્યારે જ્ઞાન આટલું બધું ઉત્તમ છે ત્યારે ત્રિમૂર્તિને પણ જ્ઞાન રૂપથીજ વિલોકવા પ્રયત્ન કરીએ. બ્રહ્મા, વિષ્ણુ

ને શીવની ત્રિમૂર્તિના પૂરાણોમાં વર્ણન કરેલાં છે, તેમાં કોઇ વખત કોઇને શ્રેષ્ઠ તો કોઇને કનિષ્ઠ, તો કોઇ વખત સઘળાને સરખા જણાવેલા છે. આપણા સંસાર વ્યવહારમાં જોઇશું તો સત્વગુણથી સ્થીરતા, રાજસગુણથી પ્રવૃત્તિ, ને તામસ ગુણથી સંહાર થયાનું અનુભવવામાં આવે છે. તે પ્રમાણે રજોગુણરૂપ બ્રહ્માને કર્તા, પાલનપોષણ કરતા સત્વરૂપને વિષ્ણુ અને સંહાર રૂપ તમોગુણને શીવ કલ્પવામાં આવેલા છે. તે પૈકી આ પ્રકરણમાં બ્રહ્મારૂપનું વિવેચન કરવાનું છે. પ્રથમ બ્રહ્માનું અવલોકન કરવાનું કારણ પિંડમાં જોઇશું. તો પ્રથમ ઉત્પન્ન થવાનું, પછી સ્થીત થવાનું ને છેવટે લય થવાનું છે, તેજ અનુક્રમે વિલોકતા. પ્રથમ ઉત્પત્તી રૂપ પરમાત્મા જેને બ્રહ્મા નામ આપ્યું છે તે જોઇએ.

आपोनारार्इति प्रोक्ता आपो वै नरसूनवः
तायद्दस्यायनं पूर्व तेन नारायणः स्मृतः મનુ. અ. શ્લોક૧૦

જલ અને જીવોના નામ નારા છે તે અયન અર્થાત નિવાસ સ્થાન છે જેનું. એથી સર્વ જીવોમાં વ્યાપક પરમાત્માનું નામ નારાયણ છે.

बृहि वृध्धो એ ધાતુથી બ્રહ્મા શબ્દ સીધ્ધ થાય છે.
योऽखिलंजगन्निर्माणेन बृंहति वर्ध्धयति स ब्रह्मा ॥

જે સંપૂર્ણ જગતને રચીને વધારે છે તેથી પરમેશ્વરનું નામ બ્રહ્મા છે,

"ज्योतिर्वै हिरण्यं तेजोवै हिरण्य मित्ये तहेये शतपथे व ब्राह्मणे॥

" यो हिरण्यानां सूर्यादिनां तेजसां गर्भ उत्तपत्ति निमित्तमधिकरणं स हिरण्यगर्भः ॥

જેમાં સૂર્યાદિ તેજવાળા લોક ઉત્પન્ન થઈ જેને આધાર રહે છે. અથવા સૂર્યાદિ તેજસ્વરૂપ પદાર્થોના ગર્ભનામ ઉત્પત્તિ અને નિવાસસ્થાન છે તેથી પરમેશ્વરનું નામ હીરણ્યગર્ભ છે.

આ ઉપરથી એટલું નક્કી થાય છે કે ગર્ભનામ ઉત્પત્તી જ્યારે પરમેશ્વર કરે છે ત્યારે બ્રહ્મા નામને હિરણ્ય ગર્ભ કહીએ તો પણ ખોટું નથી.

एतमेके वदंत्यग्निं मनुमन्ये प्रजापतिम

इन्द्रमेकेपरे प्राणमपरे ब्रह्मशाश्वतम.

મનુસ્મૃતી અ. ૧૨ શ્લોક ૧૨૩

સ્વપ્રકાસ હોવાથી અગ્નિ, વિજ્ઞાન સ્વરૂપ હોવાથી મનુ, સર્વના પાલન કરવાવાળા અને પરમ ઐશ્વર્યવાન હોવાથી ઇંદ્ર, સર્વના જીવન મુળ હોવાથી પ્રાણ, અને નિરંતર વ્યાપક હોવાથી પરમેશ્વરનું નામ બ્રહ્મ છે.

स ब्रह्मा स विष्णुः स रुद्रस्स शिवस्सोऽक्षरस्स परमः स्वराटः सइन्द्रस्स कालाग्निस्स चन्द्रमाः

સર્વ જગતને બનાવવાથી બ્રહ્મા, સર્વત્ર વ્યાપક હોવાથી વિષ્ણુ, દુષ્ટોને દંડ દઇ રડાવવાથી રૂદ્ર, મંગળમયને સર્વના

કલ્યાણ કર્તા હોવાથી શિવ, સર્વત્ર વ્યાપક અવિનાશી હોવાથી અક્ષર, સ્વયં પ્રકાસ હોવાથી સ્વરાટ, સર્વના કાળ અને કાળના પણ કાળ હોવાથી કાળાગ્નિ, પરમાત્માને કહેવામાં આવે છે.

બીજી રીતે વિચારતાં શુધ્ધ સત્વ પૃકૃતિ એટલે માયા. તે સહીત ચિત તે ઈશ્વર. ઈશ્વરના સ્થાનથી અવિદ્યા તથા તમઃ પ્રધાન પૃકૃતિને ગતિ થતાં શુક્ષ્મ સ્થુલાદિ વ્યવસ્થા–સૃષ્ટી. ત્યારે જે પારિભાષિક ઈશ્વર તે બ્રહ્મરૂપજ છે, કેમકે બ્રહ્મનો વિવર્ત છે, ને તે ઈશ્વર દ્વારાજ. બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. સૃષ્ટી પ્રવર્તક ઈશ્વર સ્થાન તે નિમિત કારણરૂપે ઇશ્વર એવા પુરૂષ વાચક થઇ પડયું. ને ઈશ્વરને કર્તત્વ આરોપાયું. ઈશ્વરને બ્રહ્મની એકતા ઉપરથી એ ઈશ્વરજ બ્રહ્મશબ્દથી ઓળખાવા લાગ્યો. બ્રહ્મન શબ્દને કૃર્તત્વ થવાથી બ્રહ્મ થયું. સૃષ્ટીના ઉત્પતી ક્રમમાં સત, વાચ, ને ચીત. પ્રકૃતિના વિવર્ત પરીણામ જણાય છે, પરમાત્માના બ્રહ્મરૂપને હીરણ્યગર્ભ પણ કહે છે એ આપણે ઉપર જોયું છે. હિરણ્ય ગર્ભ એટલે સુવર્ણનો ગર્ભ એ પણ નકકીજ છે. તર્ક પીંડથી તે બ્રહ્માંડ પર્યંત પહોંચી શકે છે. અંડ તેજ ઇંડુ. બ્રહ્મનું અંડ તેજ બ્રહ્માંડ. અંડની આકૃતિ ઇંડા જેવીજ છે. પ્રાણીની ઉત્પત્તી જોતાં જણાય છે કે કેવળ એકાકાર પદાર્થમાંથી બીંદુનો જમાવ થઇ વધતે વધતે સ્વતઃ એક

પ્રાણી ઉત્પન્ન થાય છે. આ ક્રીયા થાય છે તે દ્રશ્ય ન થતાં ગુપ્તજ થાય છે. પીંડમાં એ પ્રમાણે થાય છે માટે બ્રહ્માંડમાં પણ એમજ હોવું જોઈએ. પુરાણોમાં બ્રહ્મા સ્વતઃ જ પેદા થયલાનું જણાવ્યું છે. સુવર્ણાંડના અધિષ્ટાતા પદ્મયોનિ બ્રહ્મા તે વળી હંસવાહનવાળા પણ છે એમાં પણ નવાઇ નથી. હંસ એવું અદ્વૈતવાદમાં બ્રહ્મનું નામ પણ કલ્પેલું છે. પરબ્રહ્મથી આવિર્ભાવ પામવાને લીધે બ્રહ્મારૂપે બ્રહ્મ નારાયણની નાભિના કમળમાં બેઠેલા કલ્પાયા છે. પીંડમાં જોઈશું તો પ્રજોત્પત્તીના કાર્યમાં નાભિ અગ્રભાગ ભજવે છે. પુરૂષનું વિર્ય ને સ્રીનું રેતશ જળરૂપ પ્રવાહી છે. આ બન્ને પ્રવાહના સંયોગ પ્રજોત્પત્તીનું મુળ કારણ બને છે. પરમાત્મા જે સમયે ત્રિમુર્તિ ઉત્પન્ન કરે છે તે સમયે પોતે ક્ષીરસાગર (જળ)માં સુતેલા છે. પુરૂષનું ઉત્પત્તી અવયવ દાંડાના આકાર જેવું હોઈ તે જ્યારે સ્રીના ઉદરમાં ગર્ભાશય આગળ જે કમળ હોય છે ત્યાં જઇને વિર્ય છોડે છે ને જ્યારે તે કમળમાં વિર્ય કરે છે ત્યારે પ્રજોત્પત્તી થવા માટે ગર્ભ ધારણ થયાની શરૂઆત થાય છે. જો એ પ્રમાણે યોગ થાય નહીં તો પ્રજા ઉત્પન્ન થાયજ નહીં તે પ્રમાણે ધર્મમાં કલ્પના કરતાં બ્રહ્માને પરમાત્માની નાભિ ઉપરજ ઉત્પન્ન કર્યો નથી પરંતુ નાભિના મુળ સ્થાનમાંથી પુરૂષના ઉત્પત્તી અવયવ જેવો એક દાંડો ઉભો કર્યો છે. દાંડાને છેવટે એક

કમળ ઉગાડયું છે ને તે કમળમાં બ્રહ્મા ઉત્પન્ન થયા છે એવી આર્ય ધર્મની દેવોત્પત્તીની ભાવના છે. કે જેવી ઘટના પ્રાણીઓના પિંડમાં પણ બને છે. યોગી લોકોના યોગ ચક્ર તરફ જોતાં જણાય છે કે સ્વાધિષ્ટાન નામનું એક ચક્ર છે. જેનું સ્થાન લીંગના મુળ આગળ છે. તેની આકૃતિ ષટદલ પદ્મ જેવી છે. તેનો રંગ ધોળો છે. તત્વ જળ છે, ને દેવતા બ્રહ્મા છે. હવે આપણા પીંડમાં જુઓ. વિર્ય વૃષણમાં પેદા થઇ પેડુમાં જાય છે. મુત્રાશય તળે દરેક બાજુએ અકેક વિર્યાશય છે તેમાં તે પ્રવાહી એકઠું થાય છે. વિર્યાશય ચાર છે તેમજ ગર્ભ ધારણ કરવાનું સ્ત્રીનું ગર્ભાશયનું કમળ પણ ચાર ખુણાવાળું છે. બ્રહ્માને પણ ચતુર મુખજ કલ્પેલા છે. યોગમાં બ્રહ્માનું સ્થાન લિંગ બતાવ્યું તે બરાબર છે. ઉત્પત્તી મુળ ત્યાંજ છે. આકૃતિ ષટદલ પદ્મ જેવી છે તે પણ બરાબરજ. સ્ત્રીના ગર્ભાશયમાંનું કમળ જો કે મુખ્ય ખુણાઓ ચાર જણાય એવું છે તો પણ બારીકાઇથી જોતાં છ ખુણાંવાળું પણ કલ્પી શકાય. રંગ ધોળો છે તો વિર્ય પણ ધોળું છે. તત્ત્વ જળ છે તો વિર્ય પણ જળરૂપ પ્રવાહીજ છે. દેવતાનું નામ બ્રહ્મા છે. બ્રહ્મા જળમાંજ પેદા થયલાનું કલ્પાયલું છે. પુરૂષનું વિર્ય ને ને સ્ત્રીનું રેતશ જળરૂપજ હોઇ પ્રજોત્પત્તી થવાની શરૂઆતનો ગર્ભ જળરૂપજ રેહે છે. બ્રહ્મા પણ જળમાંથીજ

ઉત્પન્ન થયલાનું કલ્પેલું છે. બ્રહ્માનું વાહન હંસનું જણાવેલું છે. સ્વયંભૂ રૂપે જે દેવ મનાયો તે હંસના ઉપર બેઠેલો હોવોજ જોઇએ. બ્રહ્માનું વાહન શુધ્ધ શ્વેત એવા હંસનુંજ છે. એ હંસજ નિરક્ષીર વીવેક કરવા, જડ ચેતનાત્મક અવ્યાકૃત સતને વ્યાકૃત કરવા સમર્થ છે. પીંડ તરફ જોતાં પીંડમાં આત્મા ને પરમાત્મા એમ બે તત્વો હોવાનું મનાયલું છે. પ્રાણને હંસ પણ કહેવામાં આવે છે, ને પરમાત્માને બ્રહ્મ પણ કહેવામાં આવે છે, આત્મા એ પરમાત્માનુંજ પ્રતિબીંબ છે. પીંડમાં આત્મા હોય ત્યાં સુધી શ્વાસોશ્વાસની ક્રિયા ચાલે છે. શ્વાસોશ્વાસની ઉત્પત્તીનું મુળ નાભિ છે. તે હૃદયદ્વારા કંઠમાર્ગે નાશિકામાંથી આવજાવ કરે છે. કપાળમાં બે ભૃકૃટિની વચ્ચે પરમાત્માનું નિવાસસ્થાન હોવાનું યોગતત્ત્વવિદો જણાવે છે. જીવ એ હંસ છે તો પરમાત્મા એ પરમહંસ છે. શ્વાસોશ્વાસની ક્રિયાઓ શરીરના જે જે અવયવ દ્વારા થાય છે તે સમગ્ર અવયવનું એક પ્રાણી કલ્પીએ તો તે હંસના જેવુંજ લાગશે. નાશીકાથી ઉંચે ચઢી ગળાં વાટે ફેફસાંમાં વાયુનું દાખલ થવું. એટલો ભાગ એક હંસની ગરદનથી તે ચાંચ સુધીનું અવયવ. બે ફેફસાં તે પાંખરૂપ ધારો, ને તે વચ્ચેના અવકાસને પેટરૂપ કલ્પો, ને ફેફસાંથી તે નાભિ સુધીના ભાગના વાયુ નળ તેને હંસના પગ ધારો. પાંખવાળું પ્રાણી આકાશમાં ગંમન કરે છે. અર્થાત હવામાં

ઉડી શકે છે. ફેરફારરૂપી પાંખ હવામાં તરતી હોય તેવી હોય તેવી રીતે પહોળી થાય છે ને દબાઇ જાય છે. હવામાં ઉડનારાં પ્રાણીઓની પાંખ પણ એમજ થયા કરે છે. એને જો હંસ કલ્પીએ તો એના ઉપરજ પરમ હંસ એટલે પરમાત્માનું નિવાસ સ્થાન બે ભૃકુટિઓની વચ્ચે હોય એમાં કયાં શંકા છે ? એજ બાબતના સમર્થ-નમાં ભગવદ્ગીતા અધ્યાય ૮ નો શ્લોક ૧૦ જોઇશું.

"प्रयाणकाले मनसा चलेन
भकत्या युक्तो योगबलेन चैव
भ्रुर्वो मध्ये प्राणमा वेश्य सम्यक
सतंपरं पुरुषमुपैति दिव्यम् ॥

ગમનકાળે ભકિતયોગ બળયુકત ભ્રકુટિયોના મધ્યમાં પ્રાણને પ્રવેશ કરાવી સર્વજ્ઞ પરમ પુરૂષ પરમાત્માને પ્રાપ્ત થાય છે.

વિચારતાં માલુમ પડશે કે દ્વૈત જે જીવ તે અદ્વૈત પરમા-ત્મામાં ભળી જાય છે. આ સમયે પરમહંસનું વાહન જે હંસ એટલે જીવ તે સ્વયં, પરમહંસ એટલે પરમાત્મા બની જાય છે, બ્રહ્માને શુદ્ધ શ્વેત એવું હંસનુંજ વાહન હોવાનું કલ્પેલું છે, હંશ શુદ્ધ શ્વેતજ હોવો જોઇએ. પ્રાણ એ પણ શુધ્ધજ હોય છે. તે અશુધ્ધ થઈ શકતોજ નથી અને તે શ્વેત હોવો જોઇએ. પિંડમાં જોઇશું તો પ્રાણ છે ત્યાં સુધી

ઉષ્ણુતા છે. પ્રાણુ ગયો કે શીતળતા વ્યાપિ ગઈજ. આર્ય લોકો મર્ણ પામનાર માનવીના મસ્તક ઉપર ઘી મુકીને જુએ છે. ઘી જો પીગળી જાય તો જીવ હોવાનું અનુમાન કરે છે ને ઠરી જાય તો જીવ જતો રહ્યાનું ધારે છે. જીવ હોય ત્યાં સુધી ઉષ્ણુતા હોય, ઉષ્ણુતા એ અગ્નીનુંજ રૂપ છે. અગ્નીનો પ્રકાશ શ્વેત હોય છે તેથી જીવરૂપ જે હંસ તે શ્વેતજ કલ્પાયો છે. હવે શરિરના અવયનો વિચાર કરો. શરીરમાં ભૃકુટિની નીચે બે નેત્રો છે.* જુઓ નીચેની આકૃતી તે પાંખ જેવી જણાશે. એ બે પાંખ જયાં એકઠી થાય છે તે અવય પેટ રૂપ ભૃકુટીઓના વચ્ચેનો ભાગ ભ્રુવા છે. એની ઉપર પરમાત્માનું સ્થાન છે. આ દેખાવ હંસ વાહનના જેવોજ છે. નેત્રો જમીન ઉપર ચાલતાં નથી પણુ જમીનથી અદ્ધર હોય છે. આંખ અવકાસ હોય તેટલુંજ જોઈ શકે, આપણે કોઇ ચીજ લઇએ તે ચીજને આપણી વચ્ચેનો અવકાસ એટલું જોઇએ છઇએ, તે ચીજને હલાવ્યા

---

* આવી આકૃતિ બ.



અથવા ભાંગ્યા તોડયા શીવાય તેની અંદર શું છે તે જોઈ શકતા નથી. અવકાસનો રોધ કરનાર કોઈ ચીજ વચ્ચે આવી તે ચીજની પેલી તરફ શું છે તે જોઇ શકાતું નથી એટલે હંસની પાંખરૂપ જે આંખ તેની ગતી અવકાસમાંજ હોય છે. આ ગતી અવકાસની પેલી બાજુ જઇ શકતી નથી. જેથી હંસ આકાશમાંજ વિહાર કરે છે એવું કલ્પેલું છે. આંખ પ્રકાશરૂપ છે. પ્રકાશનુ તેજ શ્વેત છે. હંસને પણ શ્વેતજ કલ્પેલો છે. આંખ દ્વારા શુદ્ધ દેખાઇ શકે છે. આંખ ન હોય તો પછી કલ્પનાથીજ બધું માની લેવાનું હોય છે. આંખના અભાવે બધું અંધારાં જેવું અર્થાત કાળુજ હોય છે. આંખ સ્વયં પણ શ્વેતજ છે. હંસને શુધ્ધ ને શ્વેત કલ્પેલો છે તે અસ્થાને નથીજ. હવે કાંઇક વધારે શબ્દ રચના વીચારીએ. જેને વિચારવાની શકિત છે તેજ મનુ ને તેજ બ્રહ્માંડના મનુષ્યાદિ. ત્યારે મનુ તે બ્રહ્માના પુત્રજ. પુરાણોમાં મનુને બ્રહ્માનો પુત્ર કહેલો છે. પિતાની પ્રતિકૃતિ અથવા પિતાનું પ્રતિબિંબ કહો તેજ પુત્ર. એ ન્યાયે મનુ પણ ઇશ્વરજ ગણાય. मनज्ञाने એ ધાતુથી મનુ શબ્દ બને છે "यो मन्यते स मनुः" જે મનુ અર્થાત વિચાર શીલને માનને યોગ્ય છે તેથી ઇશ્વરનુ નામ મનુ છે. હાલની પૃથ્વી સુર્ય દ્વારા પ્રાણવતી છે. સુર્યથીજ મનુષ્યનો ઉદ્દભવ છે. માટે આ મનવંતરના મનુ સુર્ય પુત્ર છે.

વૈવસ્વત મનુ છે. શરિરમાં વિચારવાની ક્રિયા મન દ્વારા થાય છે. પિંડ સજીવ થયો કે લાગલુંજ મન વિચાર શિક્તની ક્રીયામાંજ ગુંથાયલું હોય છે. જીવજ જ્યારે બ્રહ્મા છે ત્યારે બ્રહ્મા દાખલ થયોં એટલે જીવ આવ્યો કે લાગલીજ વિચાર શકિત જીવને લીધે ઉત્પન્ન થાય છે. વિચાર શક્તિ મન થવાથીજ થાય છે. ને મન તેજ ઇચ્છા. એટલે બ્રહ્માનો પ્રથમ પુત્ર મનુ આ પિંડમાં પણ ગણી શકાય. એટલે બ્રહ્માંડને કલ્પનામાં પણ ગણુતાં હરકત નથી. બ્રહ્માંડમાં પણ બ્રહ્માનો પ્રથમ પુત્ર મનુ ગણવામાં આવેલો છે. બ્રહ્માને એક પુત્રી પણ કલ્પેલી છે. ને તેનું નામ સરસ્વતી. હવે બ્રહ્મ એટલે સત ને તેમાં વાચ એટલે શબ્દ થતાં શબ્દ બ્રહ્મ, ઇશ્વર, ઇત્યાદિ ક્રમે સૃષ્ટી. જયારે શબ્દ બ્રહ્મ કે ઇશ્વર તેને બ્રહ્મા નામ મળ્યું. ત્યારે તે બ્રહ્મા પણ વાચ-સહ વર્તમાન તો હોવોજ જોઇએ. હવે વાચ તેજ બ્રહ્માની પુત્રી સરસ્વતી, વાચ એવું સરસ્વતીનું નામ પણ છેજ. સત છે તે સ્ત્રી, પુરૂષ, કે નપુસક, કાંઇએ નથી. સર્વમય છે, માટે બ્રહ્મા પણ સર્વમયજ છે. ત્યારે સરસ્વતી તે સ્વયં બ્રહ્માજ છે એમ પણ કહી શકાય. “ सरो विविधं ज्ञानं विद्यते यस्यां चित्तो सा सरस्वती ” જેને વિવિધ વિજ્ઞાન અર્થાત શબ્દ, અર્થ, સમંધ અને પ્રયોગનું જ્ઞાન યથાવત છે એથી તે પરમેશ્વરનું નામ સરસ્વતી છે.

બ્રહ્મનું વેદ, ઔપનિષદ, પરમજ્ઞાન, ને વાચ એવાં નામ પણ છેજ. ત્યારે બ્રહ્મા તે પણ વેદ રૂપજ ચાર વેદ જાણતા ચતુર્મુખ, અને વાચરૂપ પરમ રહસ્યનેજ વરવાને ઉત્સુક, સર્વદા આત્મજ્ઞાનમાંજ નિમગ્ન, આત્મસ્થજ સરસ્વતી ઉપર મોહીત થઇને તેની પાછળ દોડનાર. હવે સરસ્વતીને કુંવારી કલ્પેલી છે તે પણ બારાબરજ છે. જ્ઞાન કોને વરી બેઠું છે? કૈવલ્યરૂપ સત્ તે કૈવલ્યજ કુમારિકાજ એવીજ રીતે સનતકુમાર આદિ જે બ્રહ્માના માનસીક પુત્રો તે સર્વદા કુમારજ છે. બ્રહ્માએ પુત્રી ઉપર કુદ્રષ્ટી કરી માટે યજ્ઞ વિભાગ ગુમાવ્યો છે. જ્ઞાનરૂપમાં વિહરનાર યજ્ઞ વિભાગમાંથી વિમુખજ હોય છે એમાં આશ્ચર્ય પણ શું છે?

---

# પ્રકરણ ૪.

## વિષ્ણુ.

"वेवेष्टि व्याप्नोति चराऽचरं जगत् स विष्णुः"

ચર અને અચરરૂપ જગતમાં વ્યાપક હોવાથી પરમાત્માનું નામ વિષ્ણુ વિશ–પેસવું એવા ધાતુ ઉપરથી વિષ્ણુ કહેવાય છે. સર્વ ચીજોમાં જે સત્ત્વ ભરેલું છે એટલે પેસેલું છે તેથી વિષ્ણુનું નામ સર્વ વ્યાપી અર્થવાચક છે. પુરાણોમાં જે વિષ્ણુ ક્રીયાત્મ રીતે વર્ણવેલો છે તેવી રીતે વેદમાં નથી. પણ વિષ્ણુ એવું નામ વેદમાં વારંવાર આવે છે.

इदं विष्णु विचक्रमेत्रेधा निदधेपदम्।

એવું વેદ વાકય છે. એનો અર્થ આ વિષ્ણુએ ક્રમણુ કર્યું ત્રિધાપાદ મુકયો. ટીકાકારો એ ઉપર ટીકા કરતાં વિષ્ણુ તે આદિત્ય, ત્રિધાપાદ તે સૂર્યનું પૃથ્વી, અંતરિક્ષ, ને આકાસ એ ત્રણમાં વ્યાપવું તે એવો કરે છે. અથવા ઉદય, મધ્યાન, ને અસ્ત, અથવા અગ્નિ, વિદ્યુત ને આદિત્યરૂપે પ્રકાસવાનો પણ કરે છે. રૂગવેદમાં એક વાકય-विष्णोर्नुकं विर्याणि. ઇત્યાદિથી આરંભી ચાલેલું એમાં વિષ્ણુનું એક વિશેષણ છે. यः पार्थिवानि विममेरजांसि. તે સહીત જે પંકિત લખવામાં આવી તેનો અર્થ એટલો છે કે અમે વિષ્ણુના વિર્યનું શું વર્ણન કરીએ જેણે પાર્થીવ રજસ નિર્મ્યાં છે, સાયણ આદિ રૂપીઓ વિષ્ણુનો અર્થ સૂર્ય કરે છે. પાર્થિવ રજસનો અર્થ એવો કરે છે કેઃ—

रञ्जनात्मकानि क्षित्यादिलोक त्रयाभि मान्यग्न्यादि
त्यवांध्यादीनि रजांसि निर्ममे

અર્થાત રંજન કરવાવાળાં ક્ષિતિ આદિ લોકત્રય, અભિમાની અગ્નિ આદિત્ય વાયુ આદિ તેજરૂપ રજસ તેને નિર્મ્યો. પરંતુ સંપદ્રાયમાં જ્યારે વિષ્ણુને આદિત્યને બદલે પુરૂષોત્તમ રૂપ અપાયું, ત્યારે રજસનો અર્થ પણ અગ્નિ વાવ્યાદિથી બદલાઇ રેતીના કણ એવો થઈ ગયો, વેદ સુકતમાં છેવટે એવું આવે છે કેઃ—

तावां वास्तु न्युष्मसिगमध्यै यत्रगावो भूरि शृंगाअयासः

અમે તે વસ્તુમાં જવા સ્તવીએ છીએ જ્યાં ભૂરિશૃંગ ગો છે. પોતાના નિરૂક્તમાં આમંત્રને સ્પષ્ટ કરતાં યાસ્ક લખે છે કે सर्वेऽपिहरम योगाव उच्यन्ते. બધાં કિરણ ગો કહેવાય છે. ભૂરિશૃંગ એટલે લાંબા વિસ્તારવાળા તે ધામ કે જ્યાં સૂર્યના દીર્ઘ વિસ્તૃત કિરણો છે તેને અમે ઇચ્છીએ છઇએ. છતાં પણ પુરૂષોત્તમ રૂપ વિષ્ણુનું ધામ ભૂરિશૃંગ એટલે લાંબાં શીંગડાંવાળી ગો એટલે ગાયનું ભરેલું ગોલોક થઇ પડયું.

સર્વમયદિક સ્વરૂપી મહાજલમાં સુતેલા નારાયણ તેજ તેને મન (વીશ) પ્રવેશ કરનાર સર્વ પ્રવિષ્ટ વિષ્ણુ છે. નારાયણ; બ્રહ્મ–સત, તેજ વિષ્ણુ તેજ પુરૂષોત્તમ, વિશ એટલે પ્રવેશ પામી સર્વાધારમય વિષ્ણુ છે, મુળ સતરૂપનો જે ધારણાત્મક સ્વભાવ તેજ વિષ્ણુ, અવ્યાકૃત સત તેજ અનાદિજળ, ને તેમાંજ વિષ્ણુ પોઢેલા છે. અનન્તારૂપસતમાંથી વ્યાકૃત થઇ ઉદ્દભવ્યા છે. તેથી સર્વ પ્રાણીઓમાં અનન્તા બતાવનાર જે સૂર્ય તે ઉપર સુતા છે. શેષશાયી છે. વિષ્ણુ તેજ અચ્યુત, ખંડિત ન થાય તે સત જે ધારણ કરે છે, તેજ, અમરત્વ. હાલાપણું, સ્વર્ગનો અધિકાર વાપરે છે તેનું સ્વર્ગ ગોલોક. સૂર્યના કીર્ણનો લોક સૂર્યજ. એવી સંકલનાજ વાસ્તવિક છે. ગાયનો સંગ ચરતો હોય તે લોક એવો સંકુચીત અર્થ

વ્યાજબી કહેવાય નહીં. સમુદ્રમંથનના કાર્યનો અધિષ્ટાતા પણ વિષ્ણુજ છે. મંદરાચળનો વાંસ બનાવી વાસુકીનું નેત્રુ કરી દેવ અને અસુરોએ મળી અમૃત પામવા માટે દુગ્ધ સમુદ્રને વલોવ્યો છે. અવ્યાકૃત સતમાંથી વાકૃત થવા માંડે છે ત્યારે સ્પુરણ, વલોણુંજ થાય છે એજ અનન્તાને જળ-રૂપે જણાવેલું છે એટલે તેજ દુગ્ધ સમુદ્ર. અનન્ત અવ્યા-કૃતરૂપમાંથી વ્યાકૃત શ્વેતાભાસમય જડચેતનાત્મક વિશ્વનું પ્રથમ સ્પુરણ છે ને તેનુંજ નારાયણે વિષ્ણુએ કરેલું મંથન. અરૂપ એવું જે અવ્યાકૃત તે રૂપ ધારણ કરવા માંડે મે જડ તથા ચેતન બે અંશ જુદા જણાવવા માંડે એજ અસુર અને દેવ. જડમય અસુર અને તેજોમય ચીનિંમય દેવ બેનું ભેગામળીને અમૃતને પામવા સારૂ સમુદ્ર મંથન. અમૃત અમરત્વ એ પણ નિરવધી અનંતરૂપની સંજ્ઞા છે. જડ અને ચેતનમાં અનંત સતરૂપનો વિચાર કરતાં અવ્યાકૃત સતનારાયણ વિષ્ણુજ અમૃતરૂપ છે. દેવજ આખરે અમૃત મેળવી શકે છે. જડમય વિકારમાં બંધાનારને મોક્ષ છેજ નહીં. તેજ અસુર છે, તેજ દૈત્ય છે. ચેતનમય ચિદ્રૂપ બ્રહ્મ સમજનારને મોક્ષ છે. તે દેવ હોઇ અમૃત પીનાર છે. વિષ્ણુની સમૃધ્ધિમાં કાંઇ બાકીજ નથી. વિષ્ણુના ઘરમાં જે જે કલ્પના થાય તે તે આપનારૂ વૃક્ષ કલ્પતરૂ, કામદુર્ગા, સીદ્ધીદાતા જણાયલી છે. કલ્પે કલ્પે તરૂની માફક અવ્યાકૃત બીજમાંથી

વ્યાકૃત થનાર સર્વસમૃદ્ધીમય અનંત બ્રહ્માંડ તેજ કલ્પતરૂ છે. દેવતરૂ ને કામધેનું પણ એની એજ. અવ્યાકૃત સતની વાચ્‌માંથી શબ્દ બ્રહ્મ દ્વારા વ્યાકૃત થવાનો સ્વભાવ. એ વાચને વેદમાં ધેનુ પણ કહેલી છે. ધેનુમાંથી સ્વતઃ દુધ ઝરી તે જીવ માત્રને ઉપયોગી નીવડે છે ને તેજ જીવન છે. તેમ વાચ પણ વિશ્વ માત્રનું જીવન છે. વિશ્વનું નિદાન છે. વિશ્વને ઉત્પન્ન કરનાર છે. ત્યારે વાચધેનુ-કામધેનુ અવ્યાકૃત સતરૂપ વિષ્ણુને ઘેર દુઝે એમાં શો સંદેહ? એવા વૈભવવાળો જે વિષ્ણુ તે લક્ષ્મી, શ્રી, આનંદ, તેનો પતિ હોવોજ જોઇએ. કમળની રમ્ય શોભા, તેના સુવર્ણમય કેશર, એ સર્વ ધર્મમાં શ્રીનુ ચિન્હ છે. કમળ સ્વતઃ પ્રવૃત્તીનુ ચિન્હ છે. ને કેશર શ્રીનુ ચિન્હ છે. ત્યારે લક્ષ્મી તેજ કમળા-કમલાલયા, પદ્મા, અને જેની નાભીમાંથી કમળ થયું, તેનીજ પત્ની. તે રૂપજ અને શેષશાઇના પગ પણ તળાંસેજ. હવે વિષ્ણુનું વાહન જોઇએ. કોઈ પણ જીવને અગમ્ય એવા પ્રદેશોમાં ઘણી ત્વરીત ગતિથી ઉડનાર, અને સૂર્યના સામે દૃઢ દૃષ્ટીથી જોઇ શકનાર પક્ષી ગરૂડ છે. એ પક્ષી અનન્તાનું ચિન્હ ને વિષ્ણુનું વાહન થાયજ. વિષ્ણુનામ સૂર્ય વાચક પણ છે. એટલે સૂર્યના તેજથી પણ ન અંજાઇ જનાર ને ઉડનાર ગરૂડ સમર્થ છે. કાલના અનન્ત ચક્રમાં મન્વન્તરાન્તે વળી પુનઃ પ્રાદુર્ભાવ પામતા સૂર્યને ઉડતા પક્ષીનુંજ વાહન હોય.

ગરૂડનો ભાઇ અરૂણ તે સૂર્યનો સારથી. વિશ્વવ્યાપક સૂર્યનું એટલે વિષ્ણુનું વાહન મન્વન્તરાદિરૂપ ગરૂડ, તેમ વિશ્વના તેજપ્રદ સ્થુલ આદિત્યનો સારથી પાંગળો અરૂણ. અરૂણ તેજ વૈદીક ઉષા. જો વિષ્ણુ ને સૂર્ય એક ન હોય તો ગરૂડને અરૂણનો ભાઇ ગણ્યો ન હોત. ત્રિમૂર્તિમાં વિષ્ણુજ સ્વર્ગનો અધિપતી છે. સ્વર્ગનું નામ ગોલોક, વૈકુંઠ, ઇત્યાદિ છે. સૂર્ય સ્થાન તેજ સ્વર્ગ છે. ગોકીર્ણ તેજ ગોલોક છે. માટે વિષ્ણુ ગોલોકનો ઇશ્વર હોવોજ જોઇએ. સૂર્યભેદન તેજ મોક્ષ. માટે વિષ્ણુ તેજ મોક્ષદાતા. શ્રાદ્ધમાં પિંડદાનની ક્રીયા કરવાની તે વિષ્ણુ લોકમાં પિતૃને મોકલવાને માટેજ મરણ પછીની ગતિનું પુરાણ તે ગરૂડપુરાણ કહેવાય છે. મોક્ષદાતા વિષ્ણુના વાહનેજ એ કથા સમજાવવી જોઇએ. સૂર્ય દ્વારાજ મન્વન્તરાન્ત સ્થીતિરૂપ મોક્ષની પ્રાપ્તિ છે. ગરૂડપુરાણમાં કહેલું છે કે મર્ણ પામ્યા પછી માણસનો જીવ અંગુઠા જેવડો થઇ યમદુતોની સાથે જાય છે. ને વૈતરણી ઓળંગે છે. સદ્ધર્મી હોય તો ગાયને પૂછડે બાઝીને તરે છે વીગેરે. સૂર્યમાં જવા માટે આકાશરૂપી વૈતરણી ભેદવાની છેજ. ખરા જ્ઞાની વિના બીજાથી તેમ બનવું અશક્ય છે. તેજ ગો એટલે સૂર્યના કીર્ણને પૂછડે બાઝીને તરે છે, ને સૂર્યલોકમાં જાય છે. વૈતરણી એ શબ્દ વિત-રણ ઉપરથી થયો છે. ( તૃ એટલે તરવું એ ધાતુ ) સર્વ

રૂપી આકાશમાં જે તરવું તે વિતરણ. ને તે કર્મ તે વૈતરણી. આકાશમાં તરતાં તરતાં સૂર્યમાં જવાય. એજ વૈતરણીનો મહિમા. મર્ણ પછી કારણ સહિત સૂક્ષ્મ જે વૈતરણીમાં પડે તેનેજ અંગુઠા જેવડો જીવ કલ્પવામાં આવેલો છે. ત્રિમૂર્તી પૈકી ફક્ત વિષ્ણુના દશ અવતાર કલ્પવામાં આવેલા છે. શિવ બ્રહ્માના નથી. ભાગવતમાં વિષ્ણુના અનંત અવતાર કહેલા છે. સૂર્યથીજ મન્વાદિ વિસ્તાર છે. જીવ માત્રની સૃષ્ટી છે. ત્યારે અવતાર થવાનો ભંડાર સૂર્યમાંજ છે. મુક્ત મહાત્માઓ સૂર્ય રૂપજ હોય છે. તેવા પૂણ્યવાન પરમ કરૂણાવાળા અનંત રૂપ મહાત્માને ધર્મનો લોપ થવા બેસે ત્યારે અવતરવાની ઈચ્છા થાયજ. તો પછી વિષ્ણુના દશ કે અનંત અવતાર ગણો તો પણ ચાલી શકે. વિષ્ણુના અવતારનું વિવેચન આગળ ઉપર જણાવીશું. હવે આપણે પિંડ તરફ વળીએ. જીવ માત્ર ઉત્પન્ન થાય છે ત્યારથી પિંડની પોષક ક્રિયાઓ શરીરમાં થયા કરે છે. અને આખા શરીરમાં વ્યાપી રહે છે. ઉત્પત્તી, સ્થીતી, અને લય, બ્રહ્માંડની આ ત્રિધાવસ્થામાં ઉત્પત્તી તેજ બ્રહ્મ એ આગળ જણાવી ગયા છઈએ. લય વિશે આગળ જણાવવામાં આવશે. સ્થીતપણાનું વર્ણન હાલમાં કરવાનું છે. જ્યાં સુધી પિંડમાં પોષણાત્મક ક્રિયાઓ થાય છે ત્યાં સુધીજ હયાતી હોય છે. વિષ્ણુ

ક્રમણ કરી ત્રિધા પદ મુકે છે. શરીરના પોષણ માટે ખાધેલાં દ્રવ્યનો જે રસ ઉત્પન્ન થાય છે. તે શરીરમાં ક્રમણ કરે છે એટલે ફરે છે. ત્રીધા પદ મુકે છે તે શરીરના ઉપરના, વચલા, ને નીચેના ભાગોનું પોષણ કરે છે તે છે. અગ્નિ, વિદ્યુતને આદિત્યરૂપે પ્રકાસવાનું તે શરીરમાં ખાધેલાં દ્રવ્યમાંથી થયલો રસ જે લોહીનું રૂપ ધારણ કરે છે, ને જ્યારે તે લોહી બને છે ત્યારે તે ઉષ્ણ હોય છે, એજ ઉષ્ણ રૂધીરને અગ્નિ, આદિત્ય, કે વિદ્યુત ચહાય તે કહો. વિષ્ણુનું વિર્ય પાર્થીવને રજસ નિર્મે છે, એટલે ઉષ્ણ રૂધીરમાંથીજ વિર્ય થાય છે, જે પાર્થીવ રજસ કલ્પાયલું છે. વિષ્ણુને આદિત્યને બદલે પુરૂષોત્તમ રૂપ પણ અપાય છે. પિંડમાં શરીર પોષક રૂધિરજ પિંડને ઉત્તમોત્તમ એટલે પુરૂષોત્તમ બનાવે છે. રજસનો અર્થ રેતીના કણ પણ થઇ શકે છે. પ્રાણીમાત્ર પ્રથમ એક રેતીના કણ જેવડાં વિર્યમાંથી ઉત્પન્ન થાય છે. પુરૂષોત્તમ રૂપ વિષ્ણુનું ધામ લાંબાં શીંગડાંવાળી ગાયનું ભરેલું ગોલોક થાય છે. ગોનો અર્થ ઇંદ્રિય પણ થાય છે. શરીરમાં પોષણ કરવાની ક્રિયા તમામ અવયમાં થાય છે, અર્થાત તેમાં રહે છે યાને તેમાં વહે છે એ તેનું સ્થાન. ગોલોક એટલે ઇંદ્રીયનો લોક તે આખું પિંડ. વિષ્ણુ સર્વધારમય છે, પોષણની ક્રિયા શરીરમાં તમામ અવયોમાં ફરી વળે છે.

જેથી વિષ્ણુ સર્વધારમય છે. મુળ સતરૂપનો ધારણ કરનાર સ્વભાવ તેજ વિષ્ણુ. પિંડ પોષણ ક્રિયા વડેજ ધારણ થાય છે પોષણ ક્રિયા બંધ થાય કે તરતજ પિંડનો નાશ થાય છે. અવ્યાકૃત સત અનાદિ જળમાં વિષ્ણુ પોઢેલા છે, પિંડની પોષણની ક્રીયા માટે બનતું દ્રવ્ય પણ જળમયજ હોય છે. તેમાંજ પોષણ એટલે વિષ્ણુ રહેલો છે, અનંત શેષશાઇ, અચ્યુત ખંડિત ન થાય તે સતને વિષ્ણુ ધારણ કરે છે. શરીરની પોષણની ક્રીયાનો અંત જીવે ત્યાં સુધી થતોજ નથી. રૂધીર ફરવાની ક્રીયા ખંડીત નથી થતી તેમજ ચલચમાન થતી નથી. જો થાય તો દેહનો નાશજ થઈ જાય. પિંડમાં જીવ હોય ત્યાં સુધીજ અમરપણુ છે, ત્યાંજ દાતાપણુ છે, ત્યાંજ સ્વર્ગનો અધિકાર છે, પિંડ નષ્ટ થયા પછી સ્વર્ગાધિકારી કેવી રીતે બની શકે ? અમૃત મેળવવા દેવને અસુરો વાસુકીનું નેત્રુ કરી મંદરાચળનો વાંસ બનાવી દુગ્ધ સમુદ્રમંથન કરે છે. પિંડમાં જળ અને અનાજનું દ્રવ્ય જઠરાગ્નિ આગળ સમુદ્ર મંથન માફક વલોવાય છે, તેમાંથી પ્રવાહી લોહી બની જીવન શકિતને અમૃતની માફક પોષણ આપે છે. અર્થાત પ્રાણીને જીવતું રાખે છે મરવા દેતું નથી. દેહ એને એટલે લોહીરૂપ અમૃતને પીએ છે અર્થાત રાખે છે. અને મળરૂપ ઝેર જે ચૈતન્ય સતરૂપ એટલે દેહનો વિરોધી જે અસુર કે જે દેહથી જુદો છે તેને

આપે છે એટલે મળને શરીરમાં ન રાખતાં બહાર કહાડી નાંખે છે તે. મળ રૂપ ઝેહેર ને અમૃતરૂપ લોહી એ અનાજના પોષણુ થવાની ક્રીયા થયા પછી જુદાં પડેલાં રૂપો છે. દેવો ને દાનવો ઘણી વખત લડતાજ માલુમ પડયા છે. શરીરમાં મળરૂપ ઝેહેરને લોહીરૂપ અમૃતનો સંગ્રામ ઘણી વખત બને છે. વિષ્ણુ હમેશ દેવની મદદે જઇ દૈત્યને હરાવે છે, ને વિષ્ણુની મદદ નહી હોય તે વખતે દૈત્યો દેવોને હરાવે છે. દેહમાં વિષ્ણુ અર્થાત શરીરની પોષણાત્મક ક્રીયા જ્યાં સુધી દેહમાં હોય છે ત્યાં સુધી મળરૂપ ઝેહેરી દૈત્ય શરીરમાંથી બહાર નીકળીજ જાય છે. ને અમૃત જેવી રૂધીરની પોષાણાત્મક ક્રીયા ચાલ્યા કરે છે. વિષ્ણુની મદદ બંધ થાય ત્યારે દેવતા હારી જાય ને દૈત્યો વીજયી થાય છે. શરીરમાં પોષણાત્મક ક્રીયા બંધ થાય ને આત્મા જતો રહે ત્યારે ઝેહેરી ગ્યાસ જેવો વાયુ શરીરના સર્વાંગમાં પ્રસરી રહે છે. વિષ્ણુને ઘેર કલ્પતરૂ, કામ દુર્ગા સીધ્ધી દાતા છે. પિંડમાં પણ પોષણાત્મક ક્રીયા હોય ત્યાંજ કલ્પતરૂ કામદુર્ગા સીધ્ધીદાતા છે. ક્રીયા નાશ પામે તો પછી કાંઈજ રહેતું નથી. પોષણાત્મક ક્રીયા ચાલુ રહે ત્યાં સુધીજ જીવાત્મા લક્ષ્મી, શ્રી, ને આનંદનો સ્વામી એટલે ભોક્તા છે. તેઓ પિંડના પગ ચાંપે એટલે ત્યાં રહીને આનંદ આપેજ. વિષ્ણુ ગરૂડ ઉપર બેસે છે. ગરૂડ સર્પ

સ્થળે વિચરી શકે છે. ગરૂડ તેજ પિંડમાંનુ લોહી પિંડમાં સર્વત્ર ફરી શકે છે. પોષણાત્મક ક્રીયા જે વિષ્ણુ તે લોહીના વાહન ઉપરજ છે. સ્વર્ગનો માલીક ને મોક્ષ દાતા વિષ્ણુ છે. પિંડમાં સ્વર્ગ એટલે સુખનો માલીક ને મોક્ષ એટલે સ્વતંત્રતા અથવા આરોગ્યતા-નો આધાર પોષણાત્મક ક્રીયા ઉપરજ છે. મરણ પછીની ગતીનું પુરાણ તે વિષ્ણુનું વાહન ગરૂડ કહે છે. સૃષ્ટિક્રમ જોતાં મર્યા પછી જન્મવાનું છેજ. ગરૂડ તેજ વિષ્ણુ ને વિષ્ણુ તેજ ગરૂડ એમ માની લઇએ તો તે પણ કાંઇ ખોટું નથી. મર્યા કે પાછી પોષણાત્મક ક્રીયા જુદા પાત્ર દ્વારા જુદીજ રીતે શરૂ થવાનીજ. ને જીવ અંગુઠા જેવડો થવાનો ને વૈતરણી ઉતરવાની ને મોક્ષ થવાનો. પોષણાત્મક ક્રીયા થવામાં ગર્ભ ધારણ થવાનો, જીવ અંગુઠા જેવડો થવાનો એવડી દેહ ગર્ભાશયમાં થવાની વૈતરણી તરવાની તે દશ માશમાં ગર્ભમાં પડતાં સંકટો સહેવાનાં, ને વૈતરણી તર્યા એટલે મોક્ષ તેમ દશ માશ બાદ માના પેટના કેદખાનામાંથી મોક્ષ થવાનો. અર્થાત અવતર-વાનો એ વાત પણ નક્કીજ. વિષ્ણુના અવતારો થયલા છે. પોષણાત્મક ક્રીયાઓજ અવતાર ધારણ કરી શકે. એ ક્રીયા ન થાય તો પછી અવતાર થઇ શકેજ નહીં. હવે આપણે વિષ્ણુના દશાવતાર તરફ વળીએ.

# પ્રકરણ ૫.

## વિષ્ણુના દશાવતાર.

આર્યધર્મમાં વિષ્ણુના દશ અવતાર થયાનું જણાવેલું છે. પ્રથમના બે અવતાર જળચરરૂપ. પ્રથમનો મચ્છરૂપ ને બીજો કચ્છપરૂપ. જળચરરૂપ એટલે જળમાંથી ઉત્પન્ન થઇ જળમાંજ નિવાસ કરનારાં પ્રાણી. પછી બીજા વિભાગમાં પશુ અને મનુષ્ય મીશ્રીત એવા બે અવતાર તેનાં નામ વારાહ અને નરસીંહ અપાયલાં છે. ત્રીજા વિભાગમાં મનુષ્ય પ્રાણી તરીકે, વામન, ફરસુરામ, રામચંદ્ર, કૃષ્ણ, ને બૌધ્ધ અવતાર થાય છે. ત્યાર બાદ દશમો થનારો કલંકી અવતાર તેને પણ મનુષ્ય તરીકે જણાવેલો છે. આ અવતારોને લગતાં થયલાં કૃત્યનો ઇતિહાસ શ્રીમદ ભાગવતમાં વિવેચન સહીત લખાયેલો છે. અને એકેક અવતાર દીઠ જુદા જુદા પેટા ઇતિહાસોપર પુષ્કળ ચોપડાં લખાયલાં છે. તે બધાંનું વિવેચન અત્રે કરવું અશક્ય હોઇ થઇ શકે એમ પણ નથી. પરંતુ ઘણાંજ ટુંકામાં ટુંકા સારની પદ્યરૂપમાં આરતી નામની સંજ્ઞાથી ઓળખાતાં કાવ્ય દ્વારા કાંઇક વિવેચન દશે અવતારના કૃત્યનું જણાવેલું છે તેનો આ સ્થાને ઉલ્લેખ કરવામાં આવે તો અસ્થાને નથી એમ ધારીને તેનો ઉલ્લેખ કરૂં છું.

# આરતિ.

૧ પ્રથમે મચ્છતણો અવતાર માર્યો સંખ્યાસુર પાપી,
માર્યો સંખ્યા સુર પાપી, ચતુરાનંદન દેવ વેદ વિપ્રને આપી
જયદેવ, જયદેવ.

૨ બીજે સુરને અસુર મળીયા સાગર મથવાને કાજે
મળીયા સાગર મથવાને કાજે વાંસા પર વાર્યો વિંધ્યાચળ
કચ્છપ મહારાજે જયદેવ, જયદેવ.

૩ ત્રીજે હિરણ્યાક્ષ બળીભૂપ, દમતો પૃથ્વીને પાપી
દમતો પૃથ્વીને પાપી, દાઢ ગ્રહી લાવ્યા વારાહસુર અવની
સ્થીર સ્થાપી, જયદેવ, જયદેવ.

૪ ચોથે હિરણ્યકસ્યપ ભુપ સ્વામી પોતાને જાણે,
સ્વામી પોતાને જાણે, નખે કરી વિદાર્યા નરહર નરસીંહના
સ્વામે જયદેવ, જયદેવ.

૫ પાંચમે અતિ બળીયો બળદેવ, જેથી સુર પતિઓ કાંપે,
જેથી સુર પતિઓ કાંપે, વામન રુપ ધર્યું મહારાજે બળીને
પાતાળે ચાંપે, જયદેવ જયદેવ.

૬ ફરસુરામ પુરૂષોત્તમ ફરશી હાથમાં ઝાલી, ફરશી હાથમાં
ઝાલી, સહસ્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રિ કીધી,
જયદેવ, જયદેવ.

૭ સાતમે રઘુવંશી અવતાર, આનંદ કૌશલ્યા પામી,
આનંદ કૌશલ્યા પામી, પંચવટીમાં વસીયા રાઘવ સીતાના
સ્વામી. જયદેવ, જયદેવ.

૮ આઠમે કૃષ્ણ અવતાર, કૃષ્ણે ગોકુળ ગૌચારી,
કૃષ્ણે ગોકુળ ગૌચારી, રાખ્યાં ગોપી ગોવાળ, ગોવર્ધન ધારી,
જયદેવ, જયદેવ.

૯ નવમે બુદ્ધા અવતાર, ભાર પૃથ્વી પર વ્યાપ્યો, ભાર પૃથ્વી
પર વ્યાપ્યો, ધ્યાન ધરી બેઠા ધરણીધર યોગ યુકતે સાધ્યો.
જયદેવ, જયદેવ.

૧૦ દશમે કલંકી અવતાર, પૃથ્વી નકલંકી કરશો, પૃથ્વી ન
કલંકી કરશે, મલેચ્છને મારી રાઘવજી, શેવકને સુખ દેશો.
જયદેવ, જયદેવ.

૧૧ અગીયારમેં મોહનને મહાદેવ, આરતિ અંતરમાં ધરશો,
આરતિ અંતરમાં ધરશો,ભાવે ભુધરને ભજતાં ભવસાગર તરશો.
જયદેવ, જયદેવ.

એ આરતિને મોટો મહીમા, શુરીનર મુની ગાવે, શુરીનર
મુની ગાવે, મોતી પુષ્પે વધાવે, વૈકુંઠે પામે. જયદેવ, જયદેવ.

આરતિમાં વિષ્ણુના જે દશાવતાર વર્ણવેલા છે તે પ્રમા-
ણેના અવતારો આર્યાવર્તમાં થઈ ગયલા છે. સૃષ્ટીના બીજા
લોકો ફરશુરામથી માંડીને કૃષ્ણાવતાર સુધીના અવતારો

મહાન પ્રાક્રમી નર ઉત્પન્ન થયલા હતા એમ માને છે; પ્રથમના પાંચ અવતાર અશકય જણાવી બીજા દેશના લોકો માનવાને ના પાડે છે ને કપોલ કલ્પીત હોવાનું અનુમાન કરે છે. ને તેમાં નરસીંહ અવતાર માટે સખ્ત વાંધો ઉઠાવે છે ને તેજ આધારે પ્રથમના એકથી પાંચ સુધીના અવતારો માનવાને ના પાડે છે. અસ્તુ. ગમે તેમ માને, સત્ય તે કેવળ સત્યજ હોઇ તે પર ચઢેલું આવરણ ગમે ત્યારે પણ દુર થવાનુંજ, ને સત્યનો પ્રકાસ પણ થવાનોજ. આજે નહી માને તે જ્ઞાન થશે તે વખતે માનશેજ. હવે આપણે આરતિમાં જણાવેલા દશાવતાર વિલોકીએ. પ્રથમ જળમાં મચ્છાવતાર થાય છે. સંખ્યાસુર નામના દૈત્યનો નાશ કરવામાં આવે છે. ને રૂઘ, યર્જુર, અર્થવ, ને સામ એ ચાર વેદ કે જે સંખ્યાસુર લાઈ ગયલો તેની પાસેથી લઇને પાછા વિપ્રને આપવામાં આવેલા હોવાનું વર્ણવેલું છે. બીજો કચ્છપ એટલે કાચબાનો અવતાર ધારણ થાય છે. સુર ને અસુર મળીને સાગરનું મંથન (વળોવવાની ક્રીયા) કરે છે, કાચબો પીઠ ઉપર વિંધ્યાચળ પર્વત ધારણ કરે છે. વાસુકી સર્પના નેત્રાં બનાવાય છે. કાચબાના ચાર પગો વલોણામાં રવઇના કુલની જગ્યાનું કામ કરે છે, ને સમુદ્રમંથનથી ચૌદ રત્ન નીકળે છે. અનંત મંથનથી છેવટે હળાહળ વિષ નીકળે છે. ચૌદ રત્નો દેવોને મળે છે ને હળાહળ વિષ

દેવ માંહેના એક શંકરને પીવું પડે છે. ને દાનવો અર્થાત અસુરોને કાંઇ ન મળતાં તેની મહેનત નિષ્ફળ થાય છે. માછલાં ને કાચબાનું નિવાસસ્થાન જળ છે. આ બે અવતારો જળમાંજ થાય છે. ત્રીજું વારાહરૂપ ધારણ થાય છે. હિરણ્યક્ષ નામનો અસુર પૃથ્વીનું દમન કરે છે. દમન કરતાં છેવટે પૃથ્વીને લઈ જવાનો પ્રયત્ન કરે છે. વારાહરૂપ હિરણ્યાક્ષનો નાશ કરી પોતાની દાઢમાં પૃથ્વીને પકડી લાવી સ્થાપીને સ્થીર કરે છે. ચોથું રૂપ નરસીંહ એટલે અડધું પુરૂષનું અને અડધું સિંહનું એવું ધારણ થાય છે. હિરણ્યકશ્યપ નામનો રાક્ષસ પોતેજ પરમેશ્વર છે એમ પ્રજા પાસે બોલાવે છે ને પૂંજન અર્ચન કરાવે છે. નરસિંહરૂપ હિરણ્યકશ્યપનો નાશ કરે છે. ને પ્રજાને જણાવે છે કે નરસિંહ એટલે હુંજ સ્વામી છું. પાંચમો અવતાર વામનનો બળીરાજા નામનો અસુર ઘણોજ બળવાન બને છે. જેથી સુરપતિ એટલે દેવગણનો રાજા ઇંદ્ર કંપાયમાન થાય છે અર્થાત્ ભયભીત બને છે. વામનસ્વરૂપ ત્રણ પગલાં જેટલી ભૂમિની ભીક્ષા માગે છે. વામન સ્વરૂપને બળીરાજા આપવાનું વચન આપે છે. વચન લેનાર વામન વૈરાટ સ્વરૂપ ધારણ કરે છે. એક પગલાંમાં ભૂમિ ને બીજામાં આકાશ સમાઇ જાય છે. ત્રીજું પગલું બાકી રહે છે. દાન આપનારની દાનની કીમત કરતાં વિશેષ કીંમત અંકાય છે. દાન આપનાર બલીરાજા

જેતું સર્વસ્વ ગયું છે તો પણ તેની દેહ વધારે કીમતી ગણવામાં આવે છે. ને બાકી રહેલું ત્રીજું પગલું, બળીરાજાની છાતી ઉપર મુકવામાં આવે છે. પરિણામમાં બળીરાજા પાતાળમાં ચંપાઇ જાય છે. છઠો ફરશુરામનો અવતાર છે. કુહાડાના જેવું ફરશી નામનું હથીયાર હાંથમાં ધારણ કરે છે. ને સહસ્રાર્જુન નામના માણસને મારી પૃથ્વી નક્ષત્રિય કરે છે. સાતમો રઘુ એટલે મોટો અવતાર છે ને રામ નામ ધારણ થાય છે, તેથી માતા કૌશલ્યા આનંદ પામે છે. સીતાના સ્વામી રામ પંચવટીમાં વસવાટ કરે છે. આઠમો કૃષ્ણાવતાર થાય છે ને ગોકુળમાં ગાયો ચારે છે; વિજળીના કડાકા ભારી થતા હોવાથી ને વરસાદ પુષ્કળ વર્ષતો હોવાથી ગોવર્ધન નામનો પર્વત ધારણ કરે છે અર્થાત્ ઉંચકે છે. ને તે પર્વત નીચે ગોપી, ને ગોવાળને રાખીને તેની રક્ષા કરે છે. નવમો બુદ્ધા અવતાર થાય છે. પૃથ્વી ઉપર ભાર વ્યાપી જાય છે. ધરણીધર બુધ્ધ ધ્યાન ધરીને બેસી રહે છે ને યુકિતએ કરીને યોગ સાધે છે. દશમો અવતાર કલંકીનો છે. પૃથ્વી નિષ્કલંક બનાવવાની વાત જણાયલી છે. મલેચ્છ લોકોને મારી રાઘવજી શેવકને સુખ આપશે એવું વર્ણવેલું છે. નવ અવતાર ભુતકાળના છે ને દશમો ભવિષ્યમાં થનારો છે. દશ અવતાર પશ્ચાત અવતાર થયાં શિવાયની એક કથા છે તે મોહનને મહાદેવ રૂપ કહેવાય છે. તે આરતિ અંત-

રમાં ધરે છે એમ જણાવેલું છે. પ્રાણીઓ ભાવે કરીને ભજે તો ભવસાગર તરી જાય છે. આ આરતી સુર હો, નર હો, મુની હો, જે કોઇ ગાય તે વૈકુંઠમાં જાય છે. એવું વિવરણ કરવામાં આવેલું છે. વિષ્ણુના દશાવતાર સૃષ્ટિમાં જણાવ્યા છે. તે હવે આપણા પિંડમાં જોઇએ. અવતાર લેવાની ક્રીયા પીંડમાં થાય છે, ને તે સ્ત્રીના પીંડમાં થાય છે. માટે બાળક સ્ત્રીના પીંડમાં જે જે જગ્યાએ રહે છે તે તે જગ્યાનું શરીર સંબંધી જ્ઞાન મેળવવાની જરૂર છે. તેથી તેને લગતું અલ્પ જ્ઞાન દર્શાવું છું. અવતરણ ક્રીયા સમઝવાને સારૂ સ્ત્રીના ગુહ્યાંગની કાંઇક માહીતી અવશ્યની છે. ગુહ્ય અંગ પેટની નીચેનું પેઢું જેને કહેવામાં આવે છે તેની અંદર આવેલું છે. આ ભાગને બસ્તી પ્રદેશ કહે છે. ગુહ્યાવયવના બાહ્ય ને આંતર એવા બે ભાગ છે. અંતરાવયવના ભાગો બસ્તીની અંદર રહેલા છે તેમાં ગર્ભાશય, તેના બંધન, સ્ત્રીઅંડ તથા યોનિનો સમાવેશ થાય છે. બાહ્ય વિભાગમાં યોનિદ્વાર, યોનિલિંગ, યોનિપટલ, યોનિઓષ્ટ અને કેશભૂ આવે છે. ગુહ્યાવયવનું વર્ણન સમજવા માટે બસ્તીની રચના જાણવી એ અવશ્યનું છે. બસ્તી એ એક બેડોળ આકારનું હાડ-પિંજર છે. નીચે તેના સંબંધમાં બેઉ જાંગ છે. અગ્રમાં પેટનો ભાગ અને પશ્ચાત બરડાનો કણો તે પર ટેકી રહેલો છે. બસ્તીના ચાર જુદાં જુદાં અસ્થિ છે. બસ્તીના હાડપિંજરની

ઉપરનો ભાગ જે એ પહોળી પાંખ જેવા ઇલ્યમની વચ્ચે છે તે ખરી બસ્તીમાં ગણાતો નથી, તેને ખોટી બસ્તી કહે છે. તેમાં પેટના આંતરડાં તથા બીજા અવયવ રહેલાં છે. પણ તેની નીચેનો પોકળ ભાગ કે જેમાં ગર્ભાશય, મુત્રાશય, ગુદા, તથા યોનિનો સમાવેશ થયેલો છે તેને ખરો બસ્તી પ્રદેશ કહે છે. તે ઉપર જણાવેલાં અવયવ તથા બીજા સ્નાયુ બંધનોથી સર્વસ્વ ભરેલો છે. તેના ઉપરના દ્વાર આગમન દ્વાર અને નિચેના દ્વારને નિર્ગમન દ્વાર એવાં નામ આપવામાં આવેલાં છે. આ બેઉ નામ ગર્ભના સંબંધથી પડેલાં છે. કારણ કે પ્રસવકાળે ગર્ભને આગમન દ્વારમાં દાખલ થઇ બસ્તી પ્રદેશ વટાવી નિર્ગમન દ્વારથી બહાર આવવું પડે છે. આગમન દ્વાર કાંઇક ગોળાકાર જેવું છે પણ પાછળ સેક્રમનો શિખરના ભાગનો છેડો આગળ ધસી આવેલો છે. તેને "સેક્રમ પ્રોમોન્ટરી" કહે છે. આ દ્વારના ચાર વ્યાસ છે. નિર્ગમન દ્વાર કાંઇક અંશે મળતું હોય છે. આગમન ને નિર્ગમન દ્વારની લંબાઇ ૪ થી ૫ ઇંચ સુધીની હોય છે. નિર્ગમન અને આગમન દ્વારની વચ્ચેના માર્ગને બસ્તી પ્રદેશ અથવા બસ્તી કક્ષા કહે છે. આ કક્ષા આગળથી છીછરી છે, તથા બન્ને બાજુ અને પાછળ ઊંડી છે. આ બસ્તી પ્રદેશની મધ્યમાં ગર્ભાશય આવેલું છે. ગર્ભાશયનું બાહ્ય આવરણ પેરીટોન્યમનું છે. પેરીટોન્યમ ગર્ભાશયની

આગળ તથા પાછળ મુત્રાશયને ગુદાની વચમાં ઉતરે, અને પાછું તેમના ઉપર ચઢે છે, તેથી તે બેઉ ઠેકાણે હોણી આકાર ખાડા થાય છે. ગર્ભસ્થાન તથા ગુદાની વચ્ચેનો હોણુ વિશેષ ઊંડો છે. ગર્ભાશય નીચેનો છેડો યોનિના સબંધમાં આવેલો છે. તેને ગ્રીવા (સરવીક્ષ) અગર કમળ કહે છે. ગર્ભાશયની આગળ મુત્રાશય છે તથા પાછળ ગુદા, અને બન્ને તરફ તેનાં ઉપાંગ તથા પૃથુબંધન છે. નીચે યોનિ તથા ઉપર આંતરડાં છે. જો કે આ વિષય એટલો બધો ગહુન છે કે આપણે તેનું સારૂં જ્ઞાન મેળવવાને માટે અવિશ્રાંત પરિશ્રમ ઘણાં લાંબાં સમય સુધી બુદ્ધીપુર્વક લઇએ તોજ એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય. પણ આપણને ઉપયોગી બાબતનો ટુંક સાર આ સ્થળે લઈ આટલેથીજ વિરમીએ છઇએ. ઉપ-રની હકીકત ઉપરથી એટલું જણાય છે કે ગર્ભાશય એ ઊંડા ખાડારૂપ બેઉ જાંગના હાડકાં જ્યાં આગળ એકઠાં થાય છે ત્યાં આગળ આંતરડાંની નીચે ને યોનિ તથા ગુદાની ઉપર આવેલું હોઈ જળરૂપ પ્રવાહી સ્થળમાં હોવાનું માલુમ પડે છે. હવે આપણે આગળ જણાવી ગયલા દશાવતાર તરફ વળીએ.

પ્રથમ સમુદ્રમાં મચ્છરૂપ અવતાર થાય છે. સંખ્યાસુર નામની સંજ્ઞાવાળી પાપી વ્યકિતને મારે છે. અને ચાર મોઢાંવાળા વિપ્રને વેદ આપે છે. હવે પિંડ તરફ વળતાં જણાશે કે માનવ જાત ઉત્પન્ન થાય છે તેનું પ્રથમમાં પ્રથમ મુળ વિર્ય

છે. એ વિર્યનું બારીક અવલોકન કરવું આવશ્યકનું છે. કેમકે વિષ્ણુના દશાવતારનું પ્રથમ શરૂઆત મચ્છથી થાય છે, તેમ માનવ જાતની પ્રથમ શરૂઆત વિર્યથી થાય છે. પીંડ બ્રહ્માંડના ન્યાયે પિંડગત વિચાર કરતાં વિર્યમાંજ મચ્છાવતારની ક્રીયાઓ શોધવાની આવશ્યકતા છે. વિર્ય જેવા પદાર્થનું અવલોકન કરવા માટે ઝીણામાં ઝીણી વસ્તુને મોટામાં મોટી દેખાડે તે યંત્રની આવશ્યકતા છે. સુક્ષ્મદર્શક યંત્ર (માઇક્રોસકોપ) કે જે યંત્ર વડે એક ઇંચનો ૨૫૦૦૦ પચ્ચીશ હજારમો ભાગ જોઇ શકાય છે એજ યંત્ર જોવા માટે બહુજ ઉપયોગી છે. નરના પતન થયલા વિર્ય પૈકી એક સહેજ ભીના ડાઘ જેટલું વિર્ય અર્થાત પતન થયલાં વિર્યને લુંછીને નાંખી દેતાં જે સ્થળે વિર્ય પડયું હોય તે સ્થળે સહજ ભીનાશ જેવો ડાઘ રહે છે તેવાજ ડાઘવાળો અર્ધી પાઇ જેટલી જગ્યાવાળો સહજ ભીનો ડાઘ રહે એટલું વિર્ય એક ચીજ ઉપર લગાવવામાં આવે, કે જે ડાઘ મનુષ્યના બહાર નીકળેલાં વિર્યનો લગભગ ૫૦૦ પાંચ સોમો ભાગ હોય છે. તેને એક કાચના કટકામાં મુકી સુક્ષ્મદર્શક યંત્રમાં જોઇએ તો તેમાં માંછલા જેવી આકૃતિના હજારો જંતુઓ દેખાશે. આ જંતુઓ કે જેઓનું પાતળું પુછડું ને જાડું માથું હોય છે એઓની ગતિ હમેશાં માથાં તરફ હોય છે. અર્થાત માથાવાળો ભાગ હંમેશ આગળ

અને આગળ ધસતો માલુમ પડે છે. આ જન્તુઓ સાત આઠ કલાક જીવી હલન ચલનની ક્રીયા કરતાં જણાય છે. ત્યાર બાદ સ્થીર થઇ જાય છે, અર્થાત મરી જાય છે. જન્તુ જ્યારે મરવાની સ્થીતીએ પહોંચે છે ત્યારે તેનું માથું સ્થીર થઈ જાય છે ને ફકત પુછડુંજ હાલ્યા કરે છે, આ જંતુઓની આકૃતિ માંછલાંઓને સંપૂર્ણ રીતે મળતી હોય છે. માછલું જ્યાં સુધી દોડા દોડી કરતું રહે છે અર્થાત ગતિમાન રહે છે ત્યાં સુધી માછલાંનું માથું કોના જેવું છે તે જાણી શકાતું નથી પણ માછલાં જેવુંજ જણાયા કરે છે. જે વખતે માથું હાલતું સ્થીર થઇ જાય ને પુછડું જરા જરા હાલ્યા કરે તે વખતે માછલાંનું માથું તે માણસના મોઢાં જેવું થઇ જાય છે અર્થાત માણસના મોઢાં જેવું લાગે છે. અને જ્યારે પુછડું પણ હાલતું બંધ થાય છે ત્યારે માણસનું મોઢું સંપૂર્ણ રીતે સ્પષ્ટપણે જણાય છે. હું ભૂલતો ન હઊં તો એ મોઢું માણસ જાતના મોઢાંને આબાદ મળતું હોય છે. અર્થાત માણસના મોઢાંનો ફોટોજ છે એમ કહેવામાં આવે તેમાં અતિશયોક્તિ કરી છે એમ કહેવાશે નહીં. પેલાં માછલાંના માથાંનો અર્થાત મોઢાંનો ફોટો જે માણસનું વિર્ય હોય તેજ માણસના મોઢાં જેવો સંપૂર્ણ રીતે સ્પષ્ટપણે દેખાય છે. આ સરખાપણું એક વ્યક્તિ અને તેના ફોટા વચ્ચે જેટલી સામ્યતા હોય તેટલુંજ જણાય છે. વિર્યના

સહજ ડાઘમાં અસંખ્ય મચ્છાકૃતીનો દેખાવ અને તેનું મનુષ્યનું મોઢાં જેવું થવું, અને તેમાં પણ જેનું વિર્ય હોય તેના જેવુંજ મોઢું દેખાવું એ સંકલના ખરેખર આશ્ચર્યમાં ગરકાવ કરી દેય છે. અર્થાત આશ્ચર્યની પરાકાષ્ટાનો અનુભવ કરે છે.* કીંચીત વીર્યના સહજ ભીનાસ વાળા અર્ધી પાઈપુર જેવડા ભાગમાં જો હજારો જંતુઓ જણાય છે તો પછી એક વખતે બહાર નીકળેલાં સંપૂર્ણ વિર્યમાં કરોડો જંતુઓ કાં ન હોવાં જોઇએ? મરદના એક વખતના વિર્યપતનમાં કરોડો જંતુઓ બહાર નીકળે છે. આખી જીંદગીમાં કેટલીએ વખત અને કેટલાંઓ જંતુઓ બહાર નીકળતાં હશે તેની કલ્પના જરા કરી જુઓ. કલ્પના કરતાં બુદ્ધી બહેર મારી જાય છે. જગતની કોઇપણ શક્તિ

* વિર્યના સહજ ભીનાસ જેટલા અર્ધીપાઇ પુર જેવા ડાઘને કાચ પર લગાડી માઇક્રોસકોપમાં મુકી, તેમાંથી જોતાં હજારો માછલાં સામસામી દોડાદોડી કરતાં જોવામાં આવ્યાં. તેના મરણાન્તે મનુષ્યનું મોઢું દેખાયું હતું. અને જેનું વીર્ય હતું તેના જેવુંજ મોઢુ તે માછલાંઓનું જણાતું હતું. એજ મચ્છાવતારની સંપૂર્ણ સીધ્ધતા છે. વિર્યમાંના જંતુઓ માઇક્રોસકોપમાંથી બતાવવા માટે નવસારી પ્રાંત વેટરનરીસર્જન દેવશંકર ભાનજી પંડ્યા એમને મેં પ્રાર્થના કરી હતી. તેમણે માઇક્રોસકોપ ગોઠવી આપ્યું. તેમાંથી એ ક્રીયાઓ મેં તથા ડોક્ટર પંડ્યા તથા બીજા મીત્રોએ જોઈ હતી. આ સ્થળે ડોક્ટર પંડ્યાનો હું ઘણોજ આભાર માનું છું.

આ ગણત્રી કરવા અસમર્થ છે. સંખ્યાની ગણુના પરીપૂર્ણ એવા પ્રભુજ કરવાને સમર્થ છે. પીંડે તેજ બ્રહ્માંડે એ સુત્રાનુસાર જોતાં બ્રહ્માંડમાં વસતાં જીવજંતુઓ અસંખ્ય હોઈ અગાધ છે. તેની ગણુત્રી કોઇથી પણ થઇ શકે એમ નથી. તેજ પ્રમાણે મનુષ્યના વિર્ય દ્વારા જીંદગીભરમાં જે જંતુઓ બહાર નીકળે છે તેની ગણુના કરવા પણ કોઇ સમર્થ નથી. અરે જીંદગી ભરના વિર્યમાંના તો શું પરંતુ એકજ વખતના વિર્યમાંના જંતુઓની ગણના કરવા પણ પ્રાણી માત્ર અસમર્થ છે. વિર્યમાંના જંતુએ પૈકી દરેક જંતુની લંબાઇ એક ઇંચમાનો $\frac{1}{5000}$ એક પાંચ હજારાંશથી $\frac{1}{6000}$ એક છ હજારાંશ સુધીનો ભાગ થાય એવડી હોય છે. વિર્યમાંના જંતુઓની ગતિ યોનિમાં વિર્ય પડયા પછી પાંચ સાત દીવસ સુધી ચાલુ રહે છે. આ ગતિને લીધેજ ગર્ભાશયમાં જીવ તંતુઓ ગમન કરે છે. સ્ત્રી અંડમાંથી જે ઝીણુંમાં ઝીણા ને અસંખ્ય ગોળ જંતુઓ નીકળે છે તે જંતુઓનું સ્ત્રીના ગર્ભાશયમાં પુરૂષના વિર્યમાના જંતુઓ ભક્ષણ કરે છે. જેવું ભક્ષણ થયું કે તુરતજ ગર્ભ ધારણ થઇ જાય છે. પુરૂષના મચ્છાકૃતિ જેવા એક જંતુએ સ્ત્રીના ગોળ જંતુમાંથી એકનું ભક્ષણ કર્યું કે સ્ત્રીના ગર્ભ ધારણ વાળું કમળ બંધ થઈ જાય છે. ગર્ભાધાન થયા બાદ એક મહીના સુધીમાં માથાંની નીચેનો ભાગ પોષક દ્રવ્ય મેળ-

વીને જાડો બને છે. પ્રથમ માથું ને તેની પાછળ પાતળું પુછડું જે વિર્યમાં જણાતું હતું તેને બદલે એક મહીનાની ક્રીયામાં પુછડાંવાળો ભાગ માથાં જેટલોજ જાડો થાય છે. આ ભાગ મનુષ્યના પેટનો ભાગ હોય છે. આ વખતે માથું માણુશના જેવું ને શરીર માછલાંનાં જેવું બને છે. બ્રહ્માંડમાં વિષ્ણુનો પ્રથમ મચ્છાવતાર થયાનું આર્ય ધર્મ શાસ્ત્રકારોએ જણાવેલું છે. તેજ પ્રમાણે પીંડ બ્રહ્માંડની ઐકયતાના ધોરણે ગર્ભાશયમાંના ગર્ભનો પ્રથમ માસમાં મચ્છાકૃતિનો દેખાવ થાય છે. આ જગ્યાએ સ્ત્રી અંડને લગતી કેટલીક સામાન્ય માહીતી મેળવવાની જરૂર જણાય છે. તે સંબંધી વિચારતાં સ્ત્રીઅંડ (ઓવરી)ને સંસ્કૃતમાં અંતઃફળ કહેતાં હોવાનું સંભળાય છે. ગર્ભાશયની દરેક બાજુ અકેક પૃથુ બંધનની વચ્ચે બદામના આકારનું એક સ્ત્રીઅંડ હોય છે. તેનુ બાહ્યાવરણ રસપડતું હોઇ બીજું પડ શ્વેત તંતુ ઘટીત છે. તેની અંદર અસંખ્ય બીજ અનેક તરેહની અવસ્થામાં હોય છે. દરેક બીજ જેમ જેમ પરીપકવ થાય તેમ તેમ તે અંતઃફળની મધ્યમાંથી બહારની બાજુએ આવે છે. દરેક મહીને અકેક બીજ પુર્ણાવસ્થાને પ્રાપ્ત થઇ અંતઃફળની સપાટી ઉપર આવી પ્રફુલીત થઇ ફુટી જાય છે. જ્યારે ફુટે છે ત્યારે અંતઃફળ, ફળ વાહીની, અને ગર્ભાશય વિગેરે ગુહ્ય અવયવ રકતથી ભરપુર હોય છે અને આર્ત પ્રવાહ થાય છે.

બીજનું બાહ્યપડ ફુટી તે છુટું પડે છે કે તરતજ ફૂળ વાહિનીનો છેડો તે સ્થળે વળગી જાય છે. એ રસ્તે થઇને પુરૂષના વિર્યમાંના જંતુઓ ગર્ભાશયમાં જાય છે. પુરૂષના શુક્રનો સંયોગ સ્રીના ગર્ભાશયમાંના ગોળ જંતુઓ સાથે થાય તો ગર્ભની ઉત્પત્તી અર્થાત ગર્ભધારણ થાય છે. નહીં તો આર્તવની સાથેજ બીજ બાહાર વહી જાય છે. બીજ ફૂટી ગયા પછી અંતઃફૂળમાં તે ઠેકાણે એક ખાડો રહે છે. અને બીજના પડ વિગેરે જે રહે છે તેની કરચલી થઇ રહે છે, અને તેનું ચરબીમાં સ્થિત્યંતર થઇ જાય છે. અને તે ભાગ પીળો દેખાવા માંડે છે. આ ડાઘને પીળો ડાઘ કહેવામાં આવે છે. જો સ્રીના બીજનો પુરૂષના વિર્યના જંતુઓ સાથે સંયોગ થઇ ગર્ભ ધારણ થઈ જાય તો આ પીળો ડાઘ વૃદ્ધી પામે છે. અને ચોથે મહીને અંતઃફૂળને $\frac{1}{7}$ અગર $\frac{1}{3}$ ભાગ રોકે છે. અને ત્યાર પછી પીળો ડાઘ નાનો થતાં થતાં છેવટ નવમે મહીને તદન નાનો થઇ જઈ છેવટ તે નાબુદ થાય છે. પણ જો ગર્ભ ધારણ થયેલો ન હોય તો આ પીળો ડાઘ ત્રણ અઠવાડીયામાં થોડી વૃદ્ધી પામી સુકાવા માંડે છે. ને નાબુદ થઇ જાય છે. એક માશ થાય કે પુનઃ આર્તવ પ્રવાહ થવા માંડે છે એટલે તુરતજ પાછો પીળો ડાઘ દેખાવા માંડે છે. સ્રીઅંડમાં અસંખ્ય બીજ અનેક પ્રકારની અવસ્થામાં પડેલાં હોય છે

એમ આપણે ઉપર જણાવ્યું છે. એજ સંખ્યાસુર છે. મચ્છાવતાર સંખ્યાસુરને મારે છે તે બરાબર છે. કારણ સ્ત્રી અંડમાં જે અસંખ્ય બીજ ઉત્પન્ન થતાં જાય છે અને મહીને મહીને બહાર વહી જતાં રહે છે તે બીજ કે જેની ગણુના થઇ શકે એમ નથી તે બીજ સ્ત્રીને ગર્ભ રહ્યા પછી બહાર વહી જતાં બંધ થાય છે. અને ગર્ભ ધારણ થાય કે એવાં અસંખ્ય બીજની વૃદ્ધી થતી અટકી જાય છે. અસંખ્ય બીજની વૃદ્ધી થતી અટકે એજ સંખ્યાસુરનો નાશ છે. પ્રથમનાંજ અંતઃફળમાં રહેલાં અસંખ્ય બીજ બાળકનો પ્રસવ થતાં સુધી નિષ્કીય અવસ્થામાં મૃતપ્રાય અવસ્થામાં પડી રહે છે. ચતુરાનંદ એટલે ચાર મોઢાંવાળા વીપ્રને વેદ આપવામાં આવે છે. અર્થાત બ્રાહ્મણને વેદ પાછા અપાય છે. ગર્ભાશય ચાર મોઢાંવાળુંજ હોય એવી તેની આકૃતી હોવાનું આગળ જણાવેલું છે. વેદ ને જ્ઞાન ને બ્રહ્મ પણ કહી શકાય છે. વિપ્ર એ ભિક્ષુક ને બ્રહ્મનો અર્થ આત્મા એમ પણ કહી શકાય છે. સ્ત્રી રૂતુદાન લેય છે ને પુરૂષ આપે છે તેથી સ્ત્રી ભીક્ષુકનું સ્થાન પામે છે. એટલે વિપ્રરૂપ બને છે. વેદ શબ્દનો અર્થ પણ બ્રહ્મ કરવામાં આવ્યો છે. ને બ્રહ્મ તેજ આત્મા છે. તેમાં ભીન્નતા નથી એ આગળ સીધ્ધ કરેલું છે. આત્માને બ્રહ્મ પણ ગણી શકાય ને વેદ પણ ગણી શકાય. તે સ્ત્રીને પુરૂષ આપે છે. બ્રહ્માંડનો મચ્છાવતાર જળમાંજ

થયલો છે. વીર્ય જળરૂપ છે. ગર્ભાશય જળમય છે. ગર્ભ આ મહીને જળમાંજ રહે છે. ને તે દ્રોણુ અર્થાત ખાડામાંજ રહે છે. પરમાત્માને બીજો અવતાર બ્રહ્માંડને વિષે કાચબાને એટલે કચ્છપને ગણેલો છે. ને તે પણ જળમાંજ થયાનું જણાવેલું છે. ગર્ભાશયમાંના સ્ત્રીઅંડની આકૃતિ બદામ જેવી હોય છે. તેને બે સ્થળે પીળા ડાઘ હોય છે. એ બે ડાઘ તે સુર ને અસુર ગણી શકાય નહીં. પરંતુ ઓવરીમાં રહેલો પીળો ડાઘ "સ્ત્રીઅંડ" આ બીજે મહીને ઘણોજ મોટો થાય છે. ને તે કાચબા જેવી આકૃતિ ધારણ કરે છે. ગ્રીવા (સરવીક્ષ) જે આગળ જણાવી ગયા છઇએ તે આ વખતે કાચબાની ડોક ને માથાં જેવી જણાય છે. ને પીઠ પણ જણાય છે. સ્રીઅંડ ને પુરૂષના વિર્યના જંતુઓના યોગથી આ આકૃતિ આ માસમા એટલે બીજે મહીને કાચબા જેવી બની જાય છે. સુર ને અસુર મળીને સાગર મંથન કરે છે. આ મંથનની ક્રીયા જળમાં અને નીચેના ભાગમાં બને છે. સ્રીના પેટમાં રહેલો ગર્ભ આ મહીને ગર્ભાશયમાંના નીચેના દ્રોણુમાં અર્થાત ખાડામાં ઉતરે છે. સ્રીઅંડને અસુર કલ્પો અને એ અંડમાં નરના શુક્ર રૂપથી પ્રવેશ કરો. રહેલા આત્માને શુર એટલે દેવ કલ્પી લો. સ્રીખંડ (ઓવરી) ઉપર જે બે પીળા ડાઘ હતા, તે આ વખતે વૃદ્ધી પામે છે. સ્રીઅંડની આકૃતિ આ મહીને

કાચબા જેવી થાય છે. તેની પીઠ ઉપર જણાવેલા ડાઘો મોટા દેખાવા માંડે છે. વાંસા પર વિંધ્યાચળ મુકાય છે તે આજ ડાઘરૂપ વિંધ્યાચળ છે. વિંધ્યાચળ મુકાવાથી કાચબો પાણીમાં જાય છે. ત્યારે આ બીજે મહીને સ્ત્રીના પેટમાં રહેલો ગર્ભ ગર્ભાશયના દ્રોણુમાં અર્થાત નીચેના ભાગમાં કે જ્યાં આગળ પાણીજ હોય છે ત્યાં આગળ જાય છે, અર્થાત ગર્ભ નીચે ઉતરે છે. વિષ્ણુના એ અવતાર જળચર છે. ત્યારે ગર્ભ પણ બે મહીના પાણીમાંજ રહે છે ને પાણી જેવોજ હોય છે. આ સમુદ્ર મંથનમાંથી ચૌદ રત્ન નીકળે છે. તેના ભોકતા અસુર ન બનતાં દેવ બને છે. સંસારમાં પણ સ્ત્રી અંડ કે જેને અસુર રૂપ સંજ્ઞા આપી છે તેને કાંઇ મળતું નથી. તે સ્ત્રીઅંડની મહેનતનું ફળ વિર્યમય પુરૂષ રૂપ બ્રહ્મને મળે છે. સમુદ્ર મંથનમાંથી અર્થાત સ્ત્રીના સર્વાંગમાંથી રત્ન મેળવે એટલે પોતાનું પોષણ મેળવે છે. સ્ત્રીઅંડ ને સ્ત્રીનું સર્વાંગ ભોગ્ય છે ને તેમાં રહેલો ગર્ભ તે ભોકતા છે. બીજી રીતે વિચારો તો જે પ્રજા સંપૂર્ણ માસે ઉત્પન્ન થાય તે ઉપર સ્ત્રી કે જે પોષણ કરી પેદા કરે છે તેનું સ્વામીત્વ શ્રેષ્ટપણે ન રહેતાં ગૌણપણે થઇ જાય છે. ને પુરૂષનું સંપૂર્ણ સ્વામીત્વ સ્થાપીત થાય છે એટલે ખરો ભોકતા પુરૂષજ છે. પુરૂષ તેજ બ્રહ્મ ને બ્રહ્મ તેજ આત્મા અને વિર્યના ડાઘમાં જણાતા મચ્છરૂપ જંતુ તે તેનું પ્રતી-

બીબ એ સર્વ એકજ છે. તેને દેવ કહો કે સુર કહો તો પણુ વાંધો નથી. ચૌદ રત્નોનો ભોકતા પણુ એજ થાય એમાં આશ્ચર્ય કયાં છે ? ત્રીજે મહીને ગર્ભ દ્રોણુમાંથી ઉંચે ચહડવા માંડે છે. અને ગર્ભાશયનું કદ વધવા માંડે છે. સ્રીનું પેટ સહજ મોટું દેખાવાની શરૂઆત થવા માંડે છે. જળમય ગર્ભાશયમાંના દ્રોણુ અર્થાત ખાડામાં રહેલો ગર્ભ આ મહીને ઊંચે ચહડે છે. ને પાણીના ભાગની સપાટી ઉપર આવે છે. ઘણું કરીને ગર્ભ ધારણુ થયાના છ અઠવાડીયાં ગયા પછી એટલે બીજા મહીનાની આખર ને ત્રીજા મહીનાની શરૂઆતના સમયથી સ્રીને મોળ અગર ઉલટી એટલે વમન થવા માંડે છે. અને તે ચોથા અગર પાંચમાં મહીનાની શરૂઆત સુધી રહે છે. તો પણુ ઘણે ભાગે તે ચોથા મહીનાની શરૂઆત સુધી રહે છે. અર્થાત એ ક્રીયા લગભગ માસ દોઢ માસની મુદત સુધી ઘણું કરીને થયા કરે છે. કવચીત ઘણુાંજ સખ્ત પ્રમાણુમાં ઉલટી થાય છે. અને કેટલાક દીવસ સુધી પેટમાં અનાજ પણુ ટકી શકતું નથી. અને છેવટના ઇલાજે ગર્ભપતન કરવાનો ઇલાજ કરવાનો વિચાર સુધ્ધાંત સ્રીઓને થાય છે. કોઇ વખત વધારે ક્ષુધા લાગે છે તો કોઇ વખત ખાવા ઉપરથી મન ઉતરી જાય છે. અને કેટલીક વખત અભક્ષ્ય ચીજો ખાવાનું મન થાય છે. ગર્ભ

આ મહીને બળવાન બની તેજોમય થાય છે. ગર્ભમાં રહેલાં બાળકના શરીરની આકૃતી આ મહીને અર્થાત ત્રીજે મહીને વનચર પ્રાણીના જેવી વારાહ સ્વરૂપના જેવી બને છે. અર્થાત ગર્ભમાં રહેલાં બાળકના મોઢાંનો ભાગ ભુંડના મોઢાંના જેવો લાંબો થાય છે. પૃથ્વી અર્થાત સ્ત્રીને આ મહીનામાં અનંત કષ્ટ થવાનું ઉપર જણાવ્યું છેજ તે પ્રમાણે પૃથ્વીનું દમન થાય છે. ગર્ભાશયમાં પોષણ મેળવતા ગર્ભનો ગ્રીવા એટલે ડોકથી તે માથાં સુધીનો ભાગ શરીરના બીજા ભાગ કરતાં વધારે બળવાન બની શરીરના બીજા અવયવ કરતાં ઘણાંજ વધારે પ્રમાણમાં પોષણ મેળવવાની શરૂઆત કરે છે. ગર્ભની આકૃત્તિ બ્રહ્માંડમાં થઇ ગયલા વારાહ સ્વરૂપને મળતી થાય છે. વારાહ અવતારમાં પૃથ્વીને દાઢે કરીને ગ્રહી લાવ્યાનું અને પાણીમાંથી બહાર કહાડી અવની સ્થીર સ્થપાયાનું જણાવેલું છે. પીંડને વિષે સ્રીના ગર્ભાશયમાં પાણી જેવા ભાગમાં તદન નીચે રહેલો ગર્ભ આ મહીનામાં પાણી જેવા ભાગની સપાટી ઉપર આવે છે. આ મહીનામાં ગર્ભ સ્થીર થાય છે. ને ગર્ભ ધારણ થયાની પ્રતિતી થાય છે. બે માશ સુધી રજોદર્શન કદાચ ન થાય તો પણ ગર્ભ રહ્યાનું નિર્ણ-યાત્મકપણે કહી શકાતું નથી. કેમકે કેટલીક વખત એવું બને છે કે ગર્ભસ્થાન અને સ્રીઅંડના વ્યાધિ તથા બીજા કેટલાક રોગમાં ગર્ભ રહ્યા શીવાય સ્રીનો રૂતુ લગભગ બે

અઢી માસ સુધી બંધ રહે છે. ગર્ભ રહ્યા શીવાય ખોટી રીતે બંધ થઇ ગયેલો રૂતુ ત્રણ મહીના સુધી એ પ્રમાણે થાય તે અગાઊ અર્થાત ત્રણ મહીના પૂર્ણ થયા આગમચ પુનઃ રૂતુ પ્રાપ્ત થઇ જાય છે. આવી રીતે ત્રણ મહીના ઉપરાંત રૂતુ અટકી શકતો નથી. તેથી ગર્ભ રહેલો ન છતાં ગર્ભ રહ્યાનો જે ભ્રમ થયલો હોય તે દુર થઈ જાય છે. વારાહ સ્વરૂપ જ્યારે અવનીને સ્થીર સ્થાપે છે ત્યારે સ્ત્રીના શરીરમાં ગર્ભ સ્થીર થાય છે અર્થાત ગર્ભનું શરીર કે જેને અવની કહેવામાં આવે તો પણ ચાલી શકે, કેમકે સ્થુલ શરીર એ ક્ષેત્ર છે ને તેમાં રહેલો આત્મા એ ક્ષેત્રજ્ઞ છે એ વાત ભગવદ ગીતામાં સાબીત થયલી છેજ. આ સ્થળે ગર્ભનું શરીર જે ક્ષેત્ર છે, તેને અવની માની લેવામાં આવે તો પણ ચાલવા જેવું છે. ચોથે મહીને ગર્ભાશય બસ્તી (પેલ્વીશ)માંથી પેટની અંદર આવે છે. બસ્તી પ્રદેશને જળમય જણાવેલો છે. તે પ્રદેશ છોડી તેની સપાટી ઉપરના ભાગમાં ડુંટીની નીચેના આંતરડાવાળા ભાગમાં ગર્ભાશય આવે છે. ગર્ભમાંના બાળકનું મોઢું ત્રીજે મહીને ભુંડના મુખ સદૃશ લાંબુ હતું તે હવે નાનું થવા માંડે છે. અર્થાત લાંબો ભાગ સંકોચાવા માંડે છે. આ મહીનામાં મોઢું મનુષ્યના મોઢાં જેવું સંપૂર્ણ થતું નથી પણ કાંઇક ઉપસેલું રહે છે. શરીરનો ભાગ મનુષ્યના જેવો અને મોઢાંનો ભાગ

સીંહના જેવો હોય છે. એ આકૃતિ જગતમાં થયેલા નૃસીંહાવતારને મળતો હોય છે. નૃસીંહાવતારની ક્રીયામાં હિરણ્ય કશ્યપ ને જાંગ ઉપર સુવાડીને પેટમાંથી આંતરડાં હાથના આંગળાં વડે ખેંચી કહાડે છે. અને હિરણ્ય કશ્યપ સ્વામી યાને જગતનો માલીક પોતાનેજ માને છે એવું વર્ણન આવે છે. પીંડને વિષે જોતાં સ્ત્રીના પીંડમાં પગની શરૂઆત કેડ આગળથી થાય છે. પગના થાપાનું હાડકું જ્યાં આગળથી શરૂ થાય છે તે ભાગનું લેવલ ઉપર આગળના ભાગ તરફ તપાસીએ તો ડુંટીના સહેજ નીચેના ભાગના લેવલ આગળથી શરૂ થાય છે. ત્યાં આગળ આંતરડાંનો પ્રદેશ હોય છે. એ જગ્યા આગળ આ મહીનામાં ગર્ભાશય આવેલું હોય છે. પુરૂષના સંયોગ શીવાય અથવા અન્ય રીતે જો ખોટો ગર્ભ રહેલો હોય, અર્થાત રૂતુ શ્રાવ બંધ થઇ ગયલો હોય, તો ત્રણ મહીનાની આખર સુધીમાં પુનઃ રૂતુ આવી જાય છે એવું ઉપર જણાવેલું છેજ. તે ધોરણ ઉપરથી ગર્ભ રહેલો છે કે નહીં એવી ચોકશ પ્રતિતી ચોથા મહીનાની શરૂઆતેજ થાય છે. ગર્ભવંતી સ્ત્રી હોવાનું આ મહીને ચોકસપણે જાહેર થાય છે. અર્થાત ગર્ભવંતી છે એવું લોકો ચોકસ જાણી જાય છે. આથી ગર્ભનો સ્વામી સ્ત્રી બને છે. દીર્ઘ દૃષ્ટીથી જોતાં ગર્ભનો ખરો સ્વામી નર છે, યાતો ગર્ભમાં રહેલો જીવાત્મા છે. છતાં ખોટું સ્વામીત્વ યાને ગર્ભનું

માલકીપણું સ્રીને આરોપાય છે. બ્રહ્માંડનો સ્વામી ભગવાન હોવા છતાં હિરણ્ય કશ્યપ પોતાનેજ બ્રહ્માંડનો સ્વામી પ્રજા પાસે મનાવે છે અને કહેવરાવે છે તથા પુંજન કરાવે છે. આવું બ્રહ્માંડનું સ્વામીત્વ બળાત્કારે પણ સર્વ પ્રાણી કબુલ કરે છે, પરંતુ પોતાનો છોકરો પ્રહ્લાદજ સ્વામીત્વ કબુલ કરતો નથી. જગતમાં ગર્ભનો પોષણકર્તા સ્રીજ છે, અને સ્રીના આધારેજ ગર્ભ જીવી શકે છે. તેથી સ્ત્રીના ગર્ભનો સ્વામી અર્થાત ગર્ભનો માલીક સ્રીજ ગણાય છે ને જગત પણ તેમજ માને છે. પરંતુ ગર્ભનો ખરો માલીક ગર્ભમાં રહેલો જીવાત્માજ છે. એ જીવાત્મા ગર્ભમાં સ્વયં પોષણ મેળવે છે, અને તે સ્રીના શરીરમાંથી મેળવે છે. કદાચ ગર્ભની ઈચ્છા અર્થાત શકિત પોષણ મેળવવાની ન હોય તો પોષણ કરવાની સ્ત્રીની ગમે તેવી અને તેટલી પ્રબળ ઇચ્છા હોય તો પણ નિરર્થક જાય છે. અને અપૂર્ણ માસે ગર્ભ ખલીત થઇ જાય છે. નૃસિંહાવતારમાં નખ વડે આંતરડાંનું વિદારણ કરવાનું જણાવેલું છે. ગર્ભમાંના બાળકની નાભિમાંથી એક નળ નીકળેલો હોય છે કે જે ગર્ભાશયમાં જોડાઇ રહેલો હોય છે. ને તે વડે ગર્ભમાનું બાળક પોષણ મેળવે છે. ગર્ભમાંના બાળકના હાથના આંગળાં ચોથા મહીનાની શરૂઆતમાં ડુંટીમાંથી નીકળતા નાળ આગળ રહે એવી રીતે બાળકનો હાથ ડુંટી-

ના ભાગ આગળ વળીને આવેલો હોય છે. હાથના કાંડાને આંગળાં પાંચમે મહીને નાળની ઉપર છાતી આગળ બાળક આણે છે. ડુંટી આગળ આંગળાંનું રાખવું ને આંતરડાવાળા ભાગમાં વસવું ને ત્યાંથી પોષણ મેળવવું તથા ઉપર નૃસિંહાવતારમાં જણાવેલી તમામ ક્રિયાઓને મળતી ક્રીયાઓ આ માશમાં ગર્ભાશયમાં ગર્ભ કરે છે. આજ વિષ્ણુના ચોથા અવતાર નૃસિંહને મળતાજ અવતાર જેવું બાળકનું કર્તવ્ય છે. પાંચમો વામન અવતાર જણાવેલો છે. ઉપરના ચાર પૈકી પ્રથમના બે જળચર, ને પાછળના બે વનચર સ્વરૂપના અવતારો છે. ગર્ભમાંનું બાળક પણ બે માસ સુધી ગર્ભાશયમાંના જળમય ભાગમાં રહેતું હોઈ જળચર પ્રાણી જેવુંજ હોય છે અને પાછલા બે માસમાં જળમાં નહીં રહેતા પશુ જેવી આકૃતિવાળું બને છે જે વનચર સ્વરૂપનું હોઇ વિષ્ણુના ત્રીજા ને ચોથા વનચર સ્વરૂપનેજ મળતી આકૃતિનું હોય છે. વિષ્ણુનો પાંચમો અવતાર વામન સ્વરૂપનો અર્થાત નાનામાં નાનો ને સંપૂર્ણ મનુષ્યાકૃતિનો છે. પિંડમાં ગર્ભમાંના બાળકની પાંચમે મહીને નાનામાં નાની માણસની સપૂર્ણ આકૃતિ ગર્ભમાં તૈયાર થાય છે. બ્રહ્માંડમાં બળીરાજાના અસહ્ય બળથી સૂરપતિ એટલે ઇંદ્ર કંપી ઊઠે છે. ત્યારે પિંડને વિષે આ વખતે ગર્ભનો પતિ અર્થાત બનેલો માલીક જે સ્રી તે ગર્ભને લીધે શરીરમાં ઉત્પન્ન

થતા ત્રાસને લીધે કંપાયમાન બની રહે છે. બ્રહ્માંડમાં વિષ્ણુ વામન રૂપ ધરી બળીરાજા પાસે ત્રણ પગલાં ભૂમિ માંગે છે. વામન સ્વરૂપ વિષ્ણુ એક પગલાંમાં ભૂમિ, ને બીજાં પગલાંમાં આકાશ ને વ્યાપી દેય છે. ત્રીજું પગલું મુકવાની જગ્યા રહેતી નથી. ત્રીજાં પગલાંનું દાન આપવું બાકી રહી જાય છે ને વામન સ્વરૂપના વિષ્ણુ કે જેણે વૈરાટ સ્વરૂપ ધારણ કર્યું છે તે ત્રીજું પગલું મુકાય એટલી ભૂમિ જે બાકી રહી છે તે માંગે છે. છેવટે બળીરાજાના પેટ ઉપર પગ મુકી તેને પાતાળે ચાંપે છે. ગર્ભના નિવાસ સ્થાનની જગ્યા સ્રીજ હોય છે. ગર્ભ પોતાના રહેવા માટેની જગ્યા સ્રી પાસેજ માંગે છે. આ વખતે નાનામાં નાની ગર્ભની સંપૂર્ણ મનુષ્યાકૃતિ થયલી હોય છે. એજ વામન સ્વરૂપ છે. સ્રી ગર્ભને રહેવાની જગ્યા આપે છે. પાંચમાં મહીનામાં ગર્ભ બસ્તીથી ઉપર અને નાભિથી નીચેના ભાગમાં રહે છે. એ ગર્ભ એક પગલામાં અર્થાત એક મહીને એટલે છઠ્ઠે મહિને નાભિ સુધી પહોંચે છે. બીજે પગલે અર્થાત સાતમે મહીને ગર્ભાશય નાભિના ઉપરના ભાગમાં ચઢે છે, અને ત્રીજે પગલે અર્થાત આઠમે મહીને ગર્ભ છેક કાળજાંની નજીક સુધી પહોંચી જાય છે. આ ત્રણ માસની અંદર ગર્ભ સ્રીનું આખું ઉદર માપી કહાડે છે. અર્થાત પેટના તમામ ભાગમાં વ્યાપ્ત થઇ જાય છે. બળીને પાતાળે ચાંપે અર્થાત સ્રી આ

એટલે પાંચમે મહીનેથી અશકત થવા માંડે છે. તે માસ આખર સુધીમાં બળ નષ્ટ થવા જેવી સ્થીતિને પ્રાપ્ત થાય છે. અર્થાત બળહીન થવાના છેલ્લા તબક્કા ઉપર પહોંચે છે. જો કે સ્ત્રીમાં આ વખતે થોડી ઘણી શકિત તો હોય છેજ પણ તે નહીં જેવી હોય છે. આગળ ઉપર વિષ્ણુ એટલે સૂર્ય સર્વ સ્થળ વ્યાપ્ત કરી નાંખે છે એમ જણાવેલું છેજ. વામન અવતારના ત્રણ પગલાં દાન લેવાની ક્રીયામાં પણ એમજ થાય છે. ગર્ભાશયમાં પ્રથમ બસ્તી પ્રદેશમાં ગર્ભ છેક નીચે જાય છે. પછી ગર્ભ ઉપર આવે છે. ને ત્યાર બાદ બસ્તી પ્રદેશમાંથી પેટની અંદરના ભાગમાં આવવાની ક્રીયા ગર્ભ પાંચ માસની અંદર સ્ત્રીના શરીરમાં કરે છે. વામન સ્વરૂપ ત્રણ પગલાં ભૂમિ માંગે છે. ત્યારે નાનામાં નાના હોય છે. ને ત્રણ પગલાં ભરતી વખતે વૈરાટ સ્વરૂપમાં અર્થાત મોટામાં મોટા રૂપમાં હોય છે. પાંચ–છ અને સાત આ ત્રણ મહીનામાં ગર્ભની મનુષ્યાકૃતિ પાંચમાંમાં નાની, છઠ્ઠામાં મધ્યમ, સાતમાંમાં મોટી થાય છે. સાતમાં મહીના પછી ગર્ભ મોટો થતો નથી અર્થાત વૃદ્ધી પામતો નથી. પણ આઠમા ને નવમાં માસમાં ગર્ભ વૃદ્ધી પામવાને બદલે ફકત શરીરનું પોષણ મેળવવાનીજ ક્રીયા કરે છે. ને તેથીજ સાત મહિના પૂર્ણ થયા બાદ જો ગર્ભ કદાચ જન્મ પામી બહાર આવે તો પણ

જીવી શકે છે. હવે વિષ્ણુનો છઠ્ઠો અવતાર જોતાં ફરસુરામ રૂપે હાથમાં ફરસી ઝાલી સહસ્ત્રાર્જુનને મારી પૃથ્વી નક્ષત્રીય કરે છે. છઠ્ઠે મહીને ગર્ભ નાભી આગળ આવે છે. અને ત્યાં આગળ હલન ચલનની ક્રિયા કરે છે. હવે આ જગ્યાએ થોડીક ઉદરને લગતી હકીકત જણાવીએ. માણસના શરીરમાં પેટની બખોલ શરીરમાંની બીજી બખોલો કરતાં મોટી છે. એની પાછળના ભાગમાં કરોડ, અને બાજુએ ઉપરના ભાગમાં નીચલાં પાંસળાં છે. ઉપરના ભાગમાં ઉરોદર પટલ, ને નીચેના ભાગ તરફ પેઢું અથવા બસ્તી આવેલા છે. ઉદરની મધ્ય રેષામાં ડુંટીનો ખાડો છે. ઉરોદર પટલ પેટના ભાગ તરફ આંતર ગોળ હોય છે. પાછળનો ભાગ નીચો હોય છે, અને આગળનો ભાગ ઉંચો હોય છે. એના ઉપર ફેફસાં, રક્તાશય, તથા નીચે કલેજું, અન્નાસય, પ્લીહા, અને આંતરડાં લાગેલાં છે. આંતરડાંની નળી હોજરીથી ગુદા પર્યંતમાં સુમારે ૩૦ ફુટ જેટલી લાંબી હોય છે. આંતરડાંના મહોટા, અને નહાના, એવા બે ભાગ પડેલા હોય છે. નાનાં આંતરડાંના પુષ્કળ ગુંચળાં હોય છે. ને તેમની લંબાઈ સુમારે ૨૦ થી ૨૫ ફીટ પર્યંતની હોય છે.

મોટાં આંતરડાંની લંબાઇ સુમારે ૫ ફીટ જેટલી હોય છે. નાહનાં, અને મહોટાં આંતરડાંના ત્રણ ત્રણ ભાગ પાડી

શકાય એમ છે. આતરડાંના જે નળ છે તેનાં હોજરીની માફક ત્રણ પડ છે. આંતરડાંના પડમાં ભીન્ન ભીન્ન જાતના રશોત્પાદક પીંડ ( ગ્લાંડ ) હોય છે. આંતરડાંને ઓળખવા સારૂ તેના જુદા જુદા ભાગો પાડી તેનાં જુદાં જુદાં નામો પાડવામાં આવેલાં હોય છે. હોજરીના પિંડને મળતા આવે તેવા પિંડડુઓ ડિનમમાં ( આંતરડાંના એક ભાગનું નામ) હોય છે, તેને (બ્રુનરની ગ્લાંઠ) કહે છે. તે શિવાય છુટક મહોઢાં વગરના ગ્લાંડ પુષ્કળ હોય છે. વળી એ શિવાય બીજી જાતના પિંડ પણ આંતરડાંમાં જોવામાં આવે છે. આંરતડાંઓમાં જે પિંડ છે તે અસંખ્ય હોઇ અગણીત છે. અને આંતરડાંઓ પણ પુષ્કળ છે એમ શરીરની રચના જોતાં જણાય છે. આ આંતરડાંના કેંદ્રસ્થાન ( મુળ ) નાભિ પ્રદેશ છે. છઠ્ઠે મહિને ગર્ભ નાભિ સુધી પહોંચે છે. ને તેને આગળ ખસેડે છે એમ ઉપર જણાવેલું હેજ. પિંડમાં ખસેડવાની કીયા હાથ દ્વારા કરવામાં આવે છે. એ ક્રિયાજ પૂરસુરામે ફરસી હાથમાં ઝાલેલી ક્રિયાનું સામ્યપણું દર્શાવે છે. હાથિવતી નાનાં આંતરડાંઓ ખસેડવાની ક્રિયા ગર્ભ કરે છે, અને નાનાં આંતરડાંના એકવીશ અવયવને ખસેડે છે, અને નાભિ આગળ અર્થાત ડુંટી આગળ જાય છે. આંતરડાંઓ પુષ્કળ હોઇ તેમાં હજારો પિંડ ( ગ્લાંડ ) હોવાનું જણાવ્યું છે.

જ્યારે ગર્ભ ડુંટી આગળ જાય છે ત્યારે આંતરડામાંના પિંડો અશકત થઇ જાય છે. અને એ પિંડો જોઇએ તેવી ક્રિયા કરી શકતા નથી. મૃતપ્રાય જેવી સ્થીતીને પ્રાપ્ત થાય છે. બ્રહ્માંડમાંના સહસ્ત્રાર્જુનનો નાશ થાય છે ને પૃથ્વી નક્ષત્રીય થાય છે. આંતરડાંમાંના હજારો પિંડ મૃત પ્રાય સ્થીતીને પ્રાપ્ત થાય એજ સહસ્ત્રાર્જુનના નાશનું સામ્યપણું દર્શાવે છે. ક્ષત્રીય એ બળસુચક શબ્દ છે. તેમજ એ જાતિ પણ બળવાન ગણાયલી છે. બાહુબળને ક્ષત્રિય ગણાવામાં આવેલા છેજ. આ મહીને સ્ત્રી નક્ષત્રિય એટલે બળહીન થઈ જાય છે. પાંચમાં મહીનામાં થોડું ઘણું બળ રહેલું હોય છે તે પણ આ મહીને નષ્ટ થઈ જાય છે. ને સ્ત્રી અનંત દુઃખી થાય છે. આ વખતનું સ્ત્રીનું દુઃખ કમકમાટ ઉત્પન્ન કરાવે એવા પ્રકારનું ને એટલું હોય છે. પૃથ્વી નક્ષત્રિય થાય છે તો પણ જનક અને દશરથ અપુત્રવાન હોવાના કારણે ફરસુરામ તેનો નાશ કરતો નથી. આ બન્નેવને લીધે પાછું ક્ષત્રિયતા ઉત્પન્ન થાય છે. જનક અને દશરથનો નાશ કર્યો હોય તો ક્ષત્રિય પુનઃ થાતજ નહીં. સ્ત્રી એ જનક અર્થાત જનુની, જન્મ આપનારી છે, જેથી એને જનક કહી શકાય. ને એના એટલે સ્ત્રીના દશ પિંડના દશ અવયવ યાને દશ દ્વાર એ બે જો સંપૂર્ણ સહીસલામત રહે તો, અર્થાત આ વખતે જો સ્ત્રીનો નાશ

નહીં થાય તો પુનઃ ક્ષત્રિયત્વ પ્રદીપ્ત થાય અર્થાત સ્ત્રી બળવાન બનવા માંડે. પિંડમાં નાભિ આગળ કોઇ પણ ક્રિયાનું થવું (કુદરતી થતી હંમેશની કીયા શિવાય) એ કેટલું બધુ અસહ્ય થઇ પડે છે એ દરેક પ્રાણીઓ જાણે છે. નાભિની ક્રિયા વ્યવસ્થીત હોય ત્યાં સુધીજ જીવન હોય છે. એ અવ્યવસ્થીત થઈ કે જીવનનો નાશ થવાની શરૂઆત થાય છે. નાભિ આગળ આંતરડાંમાં ગર્ભ જે ક્રિયા કરે છે તે કેટલી બધી અસહ્ય થઈ પડતી હોવી જોઇએ એ કલ્પના હવે સહેજમાં આવે એમ છે. સ્ત્રી નક્ષત્રિય થાય અર્થાત બળહીન થાય એમાં આશ્ચર્ય કયાં છે? આ મહીનામાં ગર્ભવંતી સ્ત્રીઓની જીવન શકિતનો ભરોશો રહી શકતો નથી. વખતે કદાચ મરી પણ જાય. અને વખતે ગર્ભ પડી પણ જાય. આ મહિના સુધી ગર્ભ અને સ્ત્રી એ બન્નેની જીવન શકિતનો નાશ થવાની બીક વધારે રહે છે. હવે વિષ્ણુનો સાતમો અવતાર જોઇએ. તે રઘુવંશી અવતાર હોઇ કૌશલ્યા આનંદ પામે છે. રઘુ જે સીતાનો સ્વામી તે પંચવટીમાં વસે છે. ગર્ભ આ મહિને નાભિથી ઉપર ચહડે છે. શરીરમાં હોજરીની નીચે કાળજું (કલેજું) આવેલું છે. એજ હોજરીને કલેજાંને લાગીને આંતરડાં આવેલાં છે. મોટાં આંતરડાં ૫ ફીટ અને નાનાં આંતરડાં ૨૦ થી ૨૫ ફીટ જેટલા લાંબાં હોવાનું

ઉપર જણાવેલું છે. મોટા આંતરડાંની આકૃતિ જોઇએ તો નાનાં આંતરડાંની આશપાશ ફરી વળેલી ને ત્રણ બાજુથી બંધ થયલી હોય એવી જણાય છે. ફકત નીચેનો ભાગ કે જે આંતરડાંને ઇલ્યમ નામની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે તે આંતરડાંવાળા ભાગ આગળ જેવી રીતે ઘરમાં દાખલ થવા માટે બારણું હોય છે તેવી રીતે નાની સરખી જગ્યા ખુલ્લી રહેલી હોય એવો દેખાવ જોવામાં આવે છે કે જેની અંદરથી જવા આવવાનો રસ્તો રાખવામાં આવ્યો હોય એવી કલ્પના પણ થઇ શકે. એ આંતરડાની ઉપર અને હોજરીને લાગીને કલેજું આવેલું છે. કલેજું એ મોટા માં મોટું અંતરાવયવ છે. એનું વજન આશરે ચાર રતલ સુધી થાય છે. પેટની અંદર પાંસળીઓ માંહે જમણા પડખાંમાં કલેજું છે. જમણી બાજુથી પીઠ પાછળના ભાગ પર્યંતવાળા ભાગમાં થઇ ડાબા પડખામાં પ્લીહા પર્યંત કલેજું પહોંચે છે. જમણી બાજુથી ડાબી બાજુ સુધી તેની લંબાઇ સુમારે એક ફુટ છે. પહોળાઈ સુમારે આઠ ઇંચ હોય છે. એની ઉપરની બાજુએ ઉરોદર પટલ, અને નીચેના ભાગમાં અન્નાશય, આંતરડાં, મુત્ર પિંડ આવેલાં હોય છે. એની આગલી કોર પાતળી છે. અને તે પાંસળીની કોરને અનુસરે છે. ઉપલી તરફ કલેજાંની હદ જમણી બાજુએ છાતીના આગળના ભાગમાં પાંચમી પાંસળી પર્યંત છે.

પડખાંમાં આઠમી પાંસળી પર્યંત હોઈ અને પાછળ વાંસા તરફ દશમી પાંસળી પર્યંત છે. નીચે પાંસળીઓના કીનારા સુધી તેની હદ છે. તેથી કમી જાસ્તી હદ જણાય છે, ત્યારે કલેજું નાનું અગર મોટું થયું છે એમ જણાય છે. કલેજાંના બંધન પાંચ છે. તેમાંનાં ચાર રસપડના છે. પાંચમું બંધન ગર્ભાવસ્થાની શીરાનું થઈને રહે છે. કલેજાંના પાંચ ભાગ પાડવામાં આવ્યા છે. જમણો ને ડાબો બે મોટા ભાગ છે. બાકીના ત્રણ નાનાં છે. કલેજાનાં સંબંધમાં પાંચ પ્રકારની નળીઓ વળગેલી હોવા જેવું જણાય છે. હવે આપણે કલેજું ને આંતરડાંની એક આકૃતિ કલ્પી લઈએ તો પર્ણકુટી ( ઝુંપડી ) જેવી ગણી શકાય. મોટાં આંતરડાં ઉપર જણાવ્યા પ્રમાણે એકજ ખુણેથી પેશી શકાય એવી રીતે રહેલાં છે. ને તેના ઉપર આ વિશાળ કલેજું છે. કે જે આંતરડાંનું આચ્છાદન કરી નાંખે એવડું મોટું છે. આપણે મોટાં આંતરડાંને દીવાલ ધારો, ને કલેજાંને તેની ઉપરનું છાપરૂં ધારો, કે જેવાં છાપરાં દીવાલ ઉપર ગોઠવેલાં જંગલ અને ગામડાંઓમાં જોવામાં આવે છે. આ આકૃતિ એજ પર્ણકુટી યાને પંચવટી સદૃશજ છે. ગર્ભ સાતમે મહીને આ પર્ણકુટીમાં આવે છે. એટલે નાભિથી ઉપર ચઢે છે. રઘુનો અર્થ મોટો એવો પણ કરી શકાય. ટુંકામાં ટુંકી કેટલી મુદતનો સજીવ જન્મીને

જીવી શકે એ સંબંધી વિચાર કરતાં તથા તપાસ કરતાં જણાશે કે સાતમે તથા આઠમે મહીને કસુવાવડ થઇ સજીવ બાળક અવતરી શકે છે. એટલુંજ નહીં પણ કમીમાં કમી ૧૮૦ દીવસ સુધી ગર્ભાશયમાં પોષણ મેળવેલો ગર્ભ જીવંત રહી શકે છે એમ વૈદક શાસ્ત્ર કહે છે. ૧૮૦ દીવસે એટલે છ મહિના પૂર્ણ થયા પછી ને સાતમાની શરૂઆતનો ગર્ભ જીવી શકે છે. અને એવા દાખલાઓ મળેલા હોવાનું વૈદક શાસ્ત્ર જણાવે છે. પણ તે કિંચીત પ્રમાણમાં છે. અર્થાત નહી જેવા છે. પરંતુ સાત મહીના પૂર્ણ થયા બાદ જે ગર્ભ જન્મે છે તે જીવે છે એવા ઘણા દાખલા છે. જેમ ગર્ભને જન્મવાને વધારે મુદત વીતી જાય છે તેમ તેની જીવન શકિત વધુ પ્રમાણમાં હોઈ જીવવાને વધારે પ્રમાણમાં આશા રહે છે. અને જેમ કમી દીવસ તેમ જીવવાની આશા કમતી રહે છે. રઘુનો અર્થ મોટો અને મોટાનો અર્થ પૂર્ણ પણ થઇ શકે. બાળક આ વખતે વૃદ્ધીની ક્રિયામાં મોટું એટલે પૂર્ણ થઇ રહે છે. ને તેથીજ એ મુદત થયેથી જન્મેલાં બાળકો જીવી શકે છે. આ સાતમો મહીનો એજ ગર્ભનો રઘુ· વંશીય અવતાર છે. રઘુવંશીય અવતારના બાપ આનંદીત થયા ને ગૌણુ પદ આપી. રઘુવંશીય અવતારની મા કૌશલ્યા આનંદીત થાય છે. સાતમા અવતારમાં એમજ જણાવેલું

છે તે બરાબર છે. કારણુ સ્ત્રી આ મહીને કષ્ટ મુક્ત થઇને આનંદીત થાય છે. કેમકે ગર્ભને જીવવાની એક અમુલ્ય આશા બંધાય છે. એટલુંજ નહીં પણ ગર્ભ ડુંટીથી એટલે નાભિથી ઉપરના ભાગમાં જાય છે. છઠે મહીને નાભિના દ્વાર આગળ ગર્ભ હતો ત્યારે સ્ત્રી અત્યંત ત્રાસ પામતી હતી તેમાંથી હવે સ્ત્રી મુકત થાય છે. અને તેથી શરીરને સુખ ને ગર્ભના જીવવાની આશા આ બે કારણે ગર્ભની કૌશલ્યારૂપી મા અર્થાત ગર્ભવંતી સ્ત્રી આનંદીત બને એમાં આશ્ચર્ય કયાં છે? ગર્ભાશય સંબંધમાં ઉપર જે પંચવટીરૂપ આંતરડાંની જે પર્ણકુટી જણાવવામાં આવી છે તેમાં ગર્ભ રહે છે. રાઘવ રઘુવંશીય રામ વળી સીતાના સ્વામી છે. શીત એ ઠંડક શાન્તિવાચક શબ્દ છે. તે શીત ઉપરથી સીતા માનવાનું છે. સ્ત્રીને શાન્તિ થવાનું કારણુ ગર્ભ છે. ગર્ભ એને શાન્તિનો કારણભુત સ્વામી કહો કે માલીક કહો. ચહાય તે કહો. પણ શીત અર્થાત ઠંડકનો કારણભુત સ્વામી છે. જે કહો તે એજ છે. વળી છઠા મહિનાના ગર્ભ વખતે સ્ત્રીને જે ત્રાસ થતો હતો તેમાંથી તે મુકત થાય છે અર્થાત ત્રાશમાંથી શાન્તિ મેળવે છે. ને તેથી પણ ગર્ભની સાતમા મહીનાની સ્થીતીને સ્વામીરૂપ ગણવામાં આવે તો પણ ચાલવા જેવું છે. હવે આઠમો અવતાર જોતાં તે કૃષ્ણનો હોઇ તે ગોકુળમાં ગાય ચારે છે.

વરસાદ ને વીજળીના ભયને લીધે ગોવર્ધન નામનો પહાડ ઉંચકે છે. ને તેની નીચે તમામ ગોપીઓ ને ગોવાળને રાખે છે. કેમકે ન રાખે તો ગોપી ને ગોવાળનો નાશ થાય. પંચવટી રૂપ પતરૂં ઉપર જણાવ્યું તે એટલે કલેજું એજ પહાડ જેવા રૂપનું છે. એને ગોવર્ધન પહાડરૂપ માની લ્યો. ગર્ભ આઠમે મહીને કાળજાંની નજીક પહોંચે છે. ને તેની ઉપર આગળ પંચવટીમાં બતાવેલું છાપરૂં હોય છે. છાપરાં વાળા દેખાવને પહાડ (ગોવર્ધન) માનો. તેને ગર્ભ ધારણ કરે છે અર્થાત તોળે છે યાને ઉંચકી રાખે છે, અથવા બીજી રીતે એમ માનો કે આ મહીનામાં સ્ત્રીનું પેટ મોટું ડુંગર જેવું દેખાય છે. કલેજાં નીચે રહેલાં આંતરડાંઓને ગોપી માનો, અને એ આંતરડાંનાં પડમાં ભીન્ન ભીન્ન જાતનો રસોત્પાદક પિંડ "ગ્લાંડ" હોય છે તેને ગોવાળો માનો. આ સર્વ ગર્ભ સમેત ગોવર્ધન પહાડ અર્થાત કલેજાંની નીચે રહે છે. ગો, એ શબ્દના ગાય, ઈંદ્રીય, પૃથ્વી અને ત્રીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સૂર્ય, વિષ્ણુ, જ્ઞાન વિગેરે અર્થ પણ થઇ શકે છે. આઠમા માસમાં ગર્ભ સ્ત્રીની ઇંદ્રીયોના કુળ "વૃંદ" માંથી ગો એટલે પોતાની ઇંદ્રીઓને ચારે છે અથવા પોષણ મેળવે છે. ગર્ભમાં રહેલો આત્મા પરમાત્મા સ્વરૂપી હોઇ કૃષ્ણ છે. તે વંદ્રાવન અર્થાત સ્ત્રીની ઇંદ્રીયોના કુળ (વૃંદ) અર્થાત જથામાં પોતાની ઇંદ્રીયોનું પોષણ મેળવે છે અર્થાત

ગો ચારે છે. ને ગોપી ને ગોવાળનું સંરક્ષણ કરે છે. આંતરડાંઓ, ટે માંહેલાં ગ્લાંડોને પોતાનું તથા પોતાની નજક માતાના શરીરને નુકશાન ન પહોંચાડતાં રક્ષણજ થાય છે. નવમો બુધ્ધાવતાર છે. પૃથ્વી ઉપર ભાર વ્યાપે છે. ધ્યાન ધરીને યુકતે કરીને યોગ સાધે છે. પિંડ વિષે જોતાં નવમો મહીનો છેવટનો મહીનો અર્થાત ગર્ભાવસ્થાના અંતનો મહીનો છે. આ મહીને ગર્ભ બહાર નીકળવાની તૈયારી કરે છે યાને તેજ તજવીજમાં હોય છે; તેનું ધ્યાન પણ તે તરફજ હોય છે.

यो बुद्धवान् सदैव ज्ञाताऽस्ति स बुद्धो जगदीश्वरः

જે સદા સર્વને જાણવાવાળો છે એથી ઈશ્વરનું નામ બુદ્ધ છે.

ઉપલા ધોરણે ગર્ભ પણ બહાર નીકળવાની ક્રિયાનો શોધ કરી તે કેમ બહાર નીકળવું તે શોધી કહાડે છે. અર્થાત તે જાણે છે. આજ ક્રિયા યુકિતએ કરીને યોગ સાધવાની છે. આ મહીને સ્ત્રીનું પેટ અતીશય ભારે થઈ જાય છે. આજ ક્રિયા પૃથ્વી ઉપર વ્યાપ્યા બરાબરની છે. સ્ત્રીને આ મહીને હાલવું ચાલવું પણ ભારે થઈ પડે છે. ગર્ભયુકિત કરીને યોગ એટલે કાળ યાને વખત સાધે છે. અર્થાત જન્મવાની યુકિતઓ કરે છે. દશમો કલંકી અવતાર છે. પૃથ્વી નિષ્કલંકી બને છે. મલેચ્છને મારી રાઘવ સેવકને

સુખ આપે છે; સ્ત્રી તરફ જોતાં પ્રસવકાળને પ્રાપ્ત થયલી સ્ત્રીની વાતો સંસારમાં તેના પરિચયવાળાં માણસોમાં બધે ચાલતી હોય છે. જતાં આવતાં તેનું દર્શન અન્ય માણુસને થાય ત્યારે નગારાં જેવડાં પેટ તરફ મનુષ્યની દ્રષ્ટી જાય છે. એજ ચર્ચા ચાલતી હોય છે. ગર્ભ ધારણ થયેથી ગર્ભાધાનથી તે અંત સુધીની ચાલતી વાતો કે જેને કલંક પણ કહી શકાય, કારણ સર્વ સામાન્ય સ્ત્રીઓ કે જેઓ ગર્ભવંતી હોતી નથી તેના કરતાં ગર્ભવંતી સ્ત્રીમાં વિશેષતા છે માટેજ કલંક ગણેલું છે. આ સર્વ ક્રિયા ગર્ભ અવતરણ કરી રહે ત્યાં સુધીજ થાય છે. તેમજ અમુક એક પ્રાણી જન્મ્યું છે એવું જન્મનાર પ્રાણીને વિશેષણ લાગે છે. અને તેને ઓળખવાને અમુક સૂચક નામ આરોપણ કરવામાં આવે છે. એજ જન્મનાર પ્રાણીને કલંક અર્થાત વિશેષણ લાગે છે. પ્રાણીને જન્મ થયા બાદ સારા નઠારાં વિશેષણો લાગવાં એજ કલંકી અવતાર છે. પૃથ્વી કહેતાં સ્ત્રી બાળક જન્મ્યા પછી નિષ્કલંકીત બને છે. સ્ત્રીના શરીરના અવયવમાં સ્ત્રીને આર્તવ વખતે બીજ બહુ પુટયા પછી અંતઃકૂળમાં એક ખાડો રહે છે. ને બીજના બાહ્ય પડની કરચલી થઇ રહે છે. તેનું ચરબીના રૂપમાં સ્થીત્યંતર થવાથી પીળો ડાઘ "કૅારપસ લુટયમ" દેખાય છે. ગર્ભ રહે ત્યારબાદ આ પીળો ડાઘ વૃધ્ધી પામી ચાર મહિનાનો ગર્ભ થાય

ત્યારે અંતઃફળનો ૩/૪ ભાગ રોકે છે. ને ત્યારપછી કમી થઈ નાનો થવા માંડે છે. તે નવમે મહીને છેક નાનો થઈ જાય છે. દશમે મહીને પ્રસવ થતાંની સાથેજ તે ડાઘ નાબુદ થાય છે. આ પીળા ડાઘનો નાશ થવાને લીધે એને એટલે સ્ત્રીને નિષ્કલંકીત ગણો તો પણ ચાલી શકે. ગર્ભ ધારણ કરવાનું વાર્તારૂપ કલંક તે આ ડાઘને સ્રી ગર્ભવંતી થવાથી પ્રાપ્ત થાય છે. આ ડાઘ ગર્ભ ધારણ થવા જેવી સ્થીતી સૂચવે છે. ગર્ભ ધારણ થવાથી સ્ત્રીને કષ્ટ થાય છે. બાળક જન્મવાથી થોડી મુદત માટે પણ એ ડાઘનો નાશ થાય છે. રાઘવ અર્થાત બાળક ગર્ભ બહાર આવીને ગર્ભનો સેવક જે સ્રી તેને સુખ આપે છે. દશાવતાર પૂર્ણ થયા બાદ મોહનને મહાદેવ સ્વરૂપના વર્ણન કરવામાં આવેલાં છે. આરતી અંતરમાં ધરવાથી ને ભાવેથી ભુધરને ભજતાં ભવસાગર તરાય છે. દશમાં મહીનાનો થોડો અને અગીયારમા મહીનાનો થોડો ભાગ મળી સવામહીનો થાય ત્યાં સુધી સ્રી સુવાવડી હોવાથી બહાર નીકળતી નથી, ને કોઇને અડકતી નથી. તે નહાઇ ધહોઇને અગીયારમાં માસ આખરે બહાર નીકળે છે. હવે બાળક સર્વ પ્રાણીને જોવાનું મળે છે. ને તેને સર્વ રમાડી શકે છે. પ્રથમ ઘણે ભાગે સર્વ માણસોને જોવાનું મળતું નહતું. ઓરડામાંજ તેની માતા કે જે સુવાવડી હોય છે તેની પાસેજ બાળક રહેતું હતું

ને સર્વ રમાડી શકતાં નહતાં. આવાં બાળકને અડકવાથી માણસો અપવિત્ર બને છે ને તેને પુનઃ નહાવું પડે છે. એવી હિંદુ ધર્મના ઊચ્ચ વર્ણમાં ગણાનારા સમૂહની માન્યતા છે. જેથી અગીયારમાં મહીનામાં મનને હરણ કરે એવું અને જેની જીવન તથા અવલોકન શક્તિ આશ્ચર્ય પમાડનારી હોઇ અઘાત હોય છે એવાં દૈવતવાળું બાળક જેના તેના અર્થાત સર્વના જોવામાં આવે છે. આરતી અંતરમાં ધરવાથી ને ભાવે કરીને ભુધરને ભજવાથી ભવસાગર તરી જવાય એવું વર્ણન દશાવતારની આરતીમાં છે. આ રતી એટલે આ બાળક ઉત્પન્ન થવાના સમગ્ર ખેલની ક્રિયાઓને અંતરમાં ધરવાથી અને તે પ્રમાણે વર્તવાથી ભૂધર એટલે ભુ કહેતાં પાણી ને ધર કહેતાં ધારણ કરવું અર્થાત પાણી રૂપ પ્રવાહી વડેજ જીવન ધારણ કરનાર જે બાળક કે જેને ભુધર પણ કહી શકાય તેને ભાવે કરીને ભજવાથી એટલે સ્નેહે કરીને તેનું પાલન પોષણ કરવાથી તે બાળકની ભુખ તરસની ઇચ્છાઓ તૃપ્ત કરવાથી ભવસાગર તરાય છે. આ શીવાય ભવસાગર તરતોજ નથી. જગતમાં મનુષ્યના આત્માને સુખનું સાધન સંતતીજ લાગે છે. એ હોય તોજ સંસાર તરાય છે અર્થાત સુખરૂપ લાગે છે. સંતતીહીન મનુષ્યનું સંસારમાં જીવવું ને જન્મવું વૃથા ગણાતું હોઇ ભારરૂપ લાગે છે. એ આરતીનો મોટો મહીમા હોઇ, સુરી,

નર, મુની, ગાય છે. મોતી પુષ્પ વધાવી વૈકુંઠ પામે છે. એવું વર્ણન પણ આરતીમાં આવેલું છે. એ આરતી "ગર્ભની સમગ્ર ક્રિયાદર્શક શબ્દ" નો ખેલ, રતી, એટલે ગર્ભને લગતી સમગ્ર ક્રિયાઓ " ખેલો " નો મહીમાં મોટો છે.

એ ખ્યાલનું ગાન, સૂર હો, નર હો, મુની હો, ચહાય સો હો, સર્વ પ્રાણીઓ ગાય છે. બાળકનું અવતરવું ને તેથી થતો આનંદ એ મોતી પૂષ્પથી વધાવ્યા કરતાં પણ અધીક છે, ને વૈકુંઠ એટલે આનંદનું પરમ ધામ છે તેના કરતાં પણ વિશેષ આનંદ પમાય છે. બાળકજ ન હોય તો સકળ વિશ્વ વિષસદૃશ લાગે છે. વિષ્ણુના દશાવતાર પિંડમાના ગર્ભ વિષે આપણે વિલોકયા. હવે પ્રાણીઓના દેહમાં એ તત્વો કેવી રીતે ગોઠવાયલાં છે તે જોઇએ. એ માટે પ્રથમ પદાર્થનું પૃથકરણ જોઇએ. સૃષ્ટીમાંના તમામ પદાર્થોના છ વિભાગ પાડી શકાય છે યાને વર્ગમાં ગોઠવાય છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ ગણી શકાય. પરંતુ શકિત, સાદૃશ્ય, ને તમસ ને કયાં ગણવા ? આ એક સવાલ ઉદભવે છે. શકિત એટલે અમુક દ્રવ્યમાં અમુક વ્યાપાર કરવાનું સામર્થ્ય. પરંતુ એનો ગુણમાં સમાવેશ કરીએ તો ચાલી શકે. તેમજ સાદૃશ્યનો સામાન્યમા સમાવેશ કરીએ તો પણ ચાલી શકે. પરંતુ તમસ જે નિલગુણ વાળું હોઈ દ્રવ્યરૂપે સમજાય છે તેને કયાં મૂકવું ? આને

માટે સાતમો પદાર્થ માનવાની જરૂર છે. પ્રથમના છ પદાર્થ ભાવરૂપ એટલે હોવાપણાના વાચક છે. ત્યારે નહોવાપણું એ છએ પદાર્થોનો અભાવ એવો કોઇ પદાર્થ હોવો જોઇએ. એ પદાર્થનું નામ તે અભાવ. ને તેમાં તમસનો સમાવેશ થઇ જાય છે. કારણકે તે તેજોરૂપ દ્રવ્યનો અભાવ માત્ર છે. પરંતુ એ દ્રવ્ય એટલે શું એનો જો તપાસ કરીશું યાને પૃથકકરણ કરીશું તો તે નવ જણાશે. એ નવ દ્રવ્યમાં પૃથ્વી, જળ, તેજસ, વાયુ, આકાશ, કાલ, દીક, આત્મા, ને મનસ, એ પ્રમાણે નવ ગણવામાં આવેલાં છે. આ નવમાં પ્રથમ કયું દ્રવ્ય એ સમજવું મુશ્કેલ છે. એટલા માટે પ્રથમ બ્રહ્માંડની ઉત્પત્તીનું તત્વ જોવાની આવશ્યક્તા છે. બ્રહ્માંડની ઉત્પત્તીના મુખ્ય કારણ જોઇશું તો ત્રણ જણાશે. સત્વપ્રધાન પ્રકૃતિ વિશેષ પરિણામ પામી શકતી નથી. કેમકે તેનામાં રંજોસનું બળ નથી. પણ જે તમઃ પ્રધાન પ્રકૃતિ હોય તેનામાં રંજોસ ઘણો હોય તેથી તે બહુ પરિણમે છે. પ્રાજ્ઞ સહીત જે પ્રકૃતિ તે અવિદ્યા. પ્રાજ્ઞને પોતાનું ચિદ્રુંપત્વ ન સમજવા દેનાર અજ્ઞાન આ પ્રાજ્ઞ સહીત જે અવિદ્યા તેજ વિક્ષેપાવરણ શકિત સહવર્તમાન હોઇ કારણદેહ કહેવાય છે. આજ બ્રહ્માંડની ઉત્પતીનું બીજ છે. અજ્ઞાન તિરસ્કૃત જ્ઞાનમય, સુખ દુઃખાભાવરૂપ છે. તેથી એને આનંદમય કોશ કહે છે. કારણદેહ, તેનો

આનંદમય કોશ, અને પ્રાજ્ઞ, આ ત્રણ મુખ્ય છે. એમાં અભિમાની કારણ દેહસ્થ પ્રાજ્ઞ એજ અંતે જીવ થાય છે. ને તેને ભોક્તા કહેવામાં આવે છે. ઈશ્વર તમઃ પ્રધાન પ્રકૃતિ ને લીંગ, સ્થુલાદિ રૂપે વિસ્તારી, પ્રાજ્ઞને તેમાં જોડી જીવત્વ પેદા કરે છે. એ પ્રાજ્ઞને માટેજ સૃષ્ટી કરવામાં આવી છે તેથીજ એ ભોક્તા ગણાય છે. અને એટલા માટેજ પિંડનો કર્તા ભોક્તારૂપ કારણદેહ છે. કારણદેહ, સુક્ષ્મ એટલે લીંગ, અને સ્થુલ દેહ. આ ત્રણ બ્રહ્માંડની ઉત્પત્તીના કારણ છે. બ્રહ્માંડમાં પ્રથમ શું ઉત્પન્ન થાય છે તે જોઇએ. પ્રથમ શબ્દ, વાચ, ને રંજોસ સહીત આકાશ થાય છે. આકાશમાંથી શબ્દને લીધે વિકૃતિ થતાં શબ્દ તથા સ્પર્શ ઉભયાત્મક વાયુ પેદા થાય છે. ને વાયુમાંના શબ્દની વિકૃતિથી શબ્દ, સ્પર્શ ને રૂપગુણવાળું તેજસ પ્રગટ થાય છે. તેજસમાં શબ્દને લઇને વિકૃતિ થતાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ ગુણ સહીત જલ પેદા થાય છે. જલમાંના શબ્દની વિકૃતિથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધયુક્ત પૃથ્વી પેદા થાય છે. હવે જે ઉપર નવ દ્રવ્ય ગણાવ્યાં છે, તેમાં કયા કયા ગુણો છે તે જોઇએ. પૃથ્વીમાં ગંધનો, જળમાં રસનો, તેજસમાં રૂપનો, વાયુમાં સ્પર્શનો, આકાશમાં શબ્દનો, આત્મામાં જ્ઞાનનો, ને મનસમાં સુખદુઃખાદિ અનુભવનો છે. કાલ, અને દિક કેવળ વ્યવહારીકજ છે. દરેકમાં આતત્વ છે ખરાં.

પરંતુ મનુષ્યના શરીરમાંના તત્વો સંબંધી વિચાર કરીએ તે સાથેજ શરીરના અંદરના અવયવ સંબંધી કાંઈક વિચારીએ તો તે અસ્થાને તો નથીજ. યોગી લોકો જે યોગ સાધે છે તે પિંડમાં સાધે છે. માટે યોગ ચક્રનું સ્વરૂપ પિંડમાં કેવું છે તે જોઈએ.

| ચક્રનું નામ. | સ્થાન. | આકૃતિ. | રંગ અને તત્વ. | વર્ણ. | દેવતા. |
|---|---|---|---|---|---|
| ૧ આધાર, | ગુદા, | ચારદલપદ્મ, | પીળો અને પૃથ્વી, | વ,શ,ષ,સ, | ગણેસ, |
| ૨ સ્વાધિષ્ઠાન, | લિંગ, | ષટદલપદ્મ, | ધોળો અને જળ, | બ,ભ,મ,ય, ર,લ, | બ્રહ્મા, |
| ૩ મણિપુર, | નાભિ, | દશદલપદ્મ, | રાતો અને તેજસ, | ડ,ઢ,ણ, ત,થ,દ,ધ, ન,પ,ફ, | વિષ્ણુ, અને લક્ષ્મી, |
| ૪ અનાહત, | હૃદય, | દ્વાદશદલપદ્મ, | નીલ અને વાયુ, | ક,ખ,ગ, ઘ,ઙ,ચ,છ, જ,ઝ,ઞ; ટ,ઠ, | શીવ, અને શક્તિ, |
| ૫ વિશુદ્ધિ, | કંઠ, | ષોડસદલપદ્મ, | કાળો અને આકાશ, | સ્વરમાત્ર, | જીવ, |
| ૬ આજ્ઞા, | ભ્રૂમધ્ય, | દ્વિદલપદ્મ, | શ્વેત ને અવ્યક્ત, | હંસ, | ઈશ્વર, |
| ૭ સહસ્રાર, | બ્રહ્માંડ, | સહસ્રદલપદ્મ, | તેજોમય ને બ્રહ્મ, | ૐ, | બ્રહ્મ. |

યોગી લોકો દેહ ચક્રમાં પ્રથમ પૃથ્વી તત્વથી શરૂઆત કરી જળ, તેજ, વાયુ, આકાશ, અવ્યકત, અને બ્રહ્મ એ પ્રમાણે અનુક્રમે તત્વ ગણે છે. એમ ઉપરના કોઠામાં જણાવેલા અનુક્રમ જોતાં જણાય છે. એટલુંજ નહીં પણ આપણે ઉપર જે નવ

દ્રવ્ય ગણ્યાં છે તે પણ આજ અનુક્રમથી શરૂ કરીને ગણેલાં છે. બ્રહ્માંડની ઉત્પત્તીનો ક્રમ જોતાં તે આનાથી ઉલટ જણાય છે. યોગચક્રમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશનો અનુક્રમ છે. ત્યારે બ્રહ્માંડની ઉત્પત્તીક્રમમાં ઉલટ રીતે આકાશ, વાયુ, તેજ, જળ, ને પૃથ્વી, એવા અનુક્રમથી જણાવવામાં આવ્યાં છે. જીવોત્પત્તીના ત્રણ કારણ પણ ઉપર જણાવ્યાં તેમાં વ્યક્તિનો કારણ દેહ, આનંદમયકોશ, પછી સુક્ષ્મ એટલે લીંગદેહ કે જે પ્રાણમય, મનોમય, ને બુદ્ધીમય છે. પિંડની ઉત્પત્તીમાં પ્રથમ કારણ દેહ, પછી સુક્ષ્મદેહ, ને પછી સ્થુલ દેહ એ અનુક્રમ આવે છે. સ્થુલ દેહ અન્નમય હોય છે. ઉપર જે આકાશ, વાયુ, તેજ, જળ ને પૃથ્વી એવા પાંચ તત્વ બતાવ્યાં છે તેમાં દેહમાં કઈ જગ્યાએ કયું તત્વ ગોઠવાયલું હોઇ કાર્ય કરે છે તે જોઈએ. અર્થાત કયા તત્વમાં કઇ દેહ થાય છે તે જોઇએ. પિંડમાત્રમાં વાયુ પાંચ કર્મ કરતો જણાય છે. જીવનવ્યાપાર, ઉત્સર્ગ કર્મ, પાચનક્રીયા, ઉર્ધ્વગતિ, અને ગતિ સામાન્ય, એ રીતે વાયુની ગતિ દેહમાં હોય છે. વાયુ સર્વાંગમાં રહી પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, એવાં પાંચ નામને પ્રાપ્ત થાય છે. વસ્તુતઃ વાયુ એકજ છે. ને પ્રાણમયજ છે. પણ આવી પાંચ સંજ્ઞા તેના કર્માનુસાર ઠરે છે. ઉપર જે તત્વ ગણાવવામાં આવ્યાં તેમાં પૃથ્વીતત્વ એ પાંચમા

નંબરે આવે છે. પૃથ્વિતત્વ પર્યંત પહોંચતાં વાયુ પંચ પ્રાણાત્મ થઇ જાય છે. ઉપરના પાંચ તત્વ મીશ્રીત થાય ત્યારેજ બ્રહ્માંડમાં પ્રાણ ઉદભવે છે. ને તેમાં પ્રાણ દાખલ થાય ત્યારે જે સમુહ કાંઇક ઉત્પન્ન થઇ ક્રિયમાણ કરતો હોય એનું નામ પ્રાણમયકોશ, જે પાંચ તત્વો કહ્યાં તે તેમાં તમોંસ પ્રધાન છે. તેમજ ન્યુનાધિક પ્રમાણમાં કાંઇક અંશે સત્વાંસ, ને કાંઇક અંશે રજોંસ પણ રહેલાં છે. તેમાં સત્વાંસને લઇને પાંચ જ્ઞાનેન્દ્રિય થાય છે. જ્ઞાનેન્દ્રિયમાં અંતઃકર્ણ છે. જ્ઞાન પામવાનું આંતર ઇંદ્રીય સાધન. અંતઃકર્ણનો ધર્મ દ્વીધા છે. મન અને બુદ્ધી તેનાં નિકટનાં સહધ્યાયી હોઇ કોઇક વખત અંતઃકર્ણની આજ્ઞાનુસાર તો કોઇ વખત તેથી વિરૂદ્ધ પણ વર્તે છે. પ્રાણધર્મ તે પ્રાણમયકોશ, મનોધર્મ તે મનોમયકોશ, અને બુદ્ધીધર્મ તે વિજ્ઞાનમય કોશ કહેવાય છે. સુક્ષ્મદેહ પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન, તથા બુદ્ધી મળીને બને છે. કારણ દેહને આનંદમય કોશ ગણી શકાય જ્ઞાન કર્મેન્દ્રિયરૂપ સુક્ષ્મદેહ તે પ્રાણમય કોશ, મનોમયકોશ તથા વિજ્ઞાનમયકોશ મળીને થાય છે અર્થાત તેમાં રહેલા છે. સુક્ષ્મદેહને લિંગદેહ એવું નામ પણ અપાયલું છેજ. બ્રહ્માંડના કારણ દેહ સહીત ઇશ્વર તે સુક્ષ્મ દેહગત હિરણ્ય ગર્ભ. મુળ અવિદ્યામાં રહેલો પ્રાજ્ઞ જે વ્યક્તિનો કારણદેહ

તથા આનંદમય કોશ તે લિંગદેહમાં તેજસ એવી સંજ્ઞાને પામે છે. ને તે તેજસ જીવની સંજ્ઞા પામે છે. કારણદેહ આનંદમય છે. લિંગદેહ પ્રાણ, મન, ને બુદ્ધિમય છે. અને સ્થુલદેહ અન્નમય છે. સ્થુલના પોષણનો આધાર અન્ન ઉપર છે. પ્રાણ, મન, ને બુદ્ધિમય જે સુક્ષ્મદેહ એટલે લીંગદેહ તે તેજસ તત્વની સંજ્ઞા પામ્યો છે. ને સ્થુલ દેહ જે અન્નમય છે તે પૃથ્વિતત્વની સંજ્ઞા પામ્યો છે. વ્યક્તિનો કારણ-દેહ આનંદમય કોશ એને જળની સંજ્ઞાજ મળી શકે. કેમકે પંચ તત્વમાંથી તેજને પૃથ્વી તે લીંગ અને સ્થુલદેહને અનુક્રમે મળ્યાં છે અર્થાત તેજ લીંગદેહને અને પૃથ્વી સુધીના તત્વ સ્થુલ દેહને મળ્યાં છે. હવે રહ્યો આનંદમય કોશ તેને જળતત્વજ મળી શકે. આનંદમયકોશ શબ્દ, સ્પર્શ, રૂપ, ગુણ ને રસયુક્તજ હોઇ શકે. તેથી જળતત્વ એ વ્યક્તિનો કારણદેહ આનંદમય કોશ ગણી શકાય. આપણે ઉપર નવ દ્રવ્ય ગણી ગયા છે. તેમાંથી પૃથ્વી, જળ, તેજસ, ને વાયુ એ ચાર નિત્ય તથા અનિત્ય એ બન્ને રૂપે રહેલાં છે. પરમાણું રૂપે તે નિત્ય રહેલાં છે. અને પરમાણુંઓનો સમુહ થઈ દેહ, ઇંદ્રિય, વિષય, ઇત્યાદિ થાય તે અનિત્યરૂપે ગણાય છે. માટેજ એને આરંભક દ્રવ્ય કહે છે. એમનાંથી સૃષ્ટીનો આરંભ થાય છે. આરંભક વિનાના જે બાકી પાંચ દ્રવ્ય રહ્યાં તે નિત્ય છે. અગ્નિ,

કાલ, દીક, આત્મા, ને મનસ એ પાંચ દ્રવ્ય છે એ નિત્ય છે. માટેજ સર્વવ્યાપિ વિભુ પણ નિત્ય છે છતાં મનસ જે નવમું દ્રવ્ય નિત્ય હોવા છતાં પણ સર્વવ્યાપી નથી. જ્યારે તે પહેલાંના ચાર અગ્નિ, કાલ, દીક ને આત્મા એટલાં સર્વ-વ્યાપી છે. મનસ કેવળ અણુંરૂપ હોઇ તમામ જીવને વળગેલું છે. તેથી અનંતરૂપે છે. આત્મા નામનું દ્રવ્ય પણ બે પ્રકારમાં વહેંચી શકાય છે. પરમાત્મા ને આત્મા, પરમાત્મા નિત્ય જ્ઞાનવાન, સર્વજ્ઞ કર્તારૂપ ઇશ્વર ગણાય અને જીવાત્મા એટલે અસર્વજ્ઞ જ્ઞાનવાન ગણાય. જીવ અનેક છે જ્યારે ઇશ્વર એકજ છે. મનુષ્યની બ્રહ્માંડની ઉત્પત્તીમાં પ્રથમ જળરૂપ વ્યક્તિનો કારણદેહ આનંદમયકોશ ગણાયો ને પછી લિંગદેહ પ્રાણ, મન, ને બુદ્ધિમયકોશ યુક્ત કોશ તે તેજસરૂપ ગણાયાં, અને પછી સ્થુલ દેહ અન્નમયકોશ ગણાયો તે પૃથ્વીરૂપ યાને તત્વ ગણાય છે. વિષ્ણુના દશાવતારમાં પણ પ્રથમ કારણદેહ ગણી શકાય. કારણદેહ જળરૂપ હોવાથી જળમાંજ સ્વયં પેદા થતાં માછલાંનો વિષ્ણુનો અવતાર થાય છે. રસના જેવા પ્રવાહી પદાર્થમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને ગુણ એ ચાર દ્રવ્ય હોય છે. એને ચાર વેદમાનો તો ચાલી શકે. આગળ ઉપર બ્રહ્માને જળનું નામ પણ કહી ગયા છઇએ. એ ચાર વેદ વિપ્ર એટલે ભીક્ષુકને અપાય છે. ઈચ્છાવાળાં પ્રાણીઓ જળમાંથી

સાયન્સદ્વારા લાભો મેળવી શકે છે. બ્રહ્માને પ્રથમ પાંચ મુખ હતાં. તેમાંથી એક મુખ નિંદા કરતું ને ચાર વેદ ભણતાં હતાં. નિંદા કરનારૂં પાંચમું મુખ કાપી નાંખ્યાનું પણ જણાવેલું છેજ. જળમાં જંતુઓનું ઉત્પન્ન થવું ને મરવું એ ક્રિયા હંમેશ થયા કરે છે. એજ સંખ્યાસુરનું મરણ છે. વ્યકિતનો કારણદેહ આનંદમયકોશ પછી લીંગ એટલે સુક્ષ્મદેહ છે. ને તે કારણદેહને આધારે હોય છે. બીજો અવતાર લિંગ એટલે સુક્ષ્મદેહ જોઇએ. સુક્ષ્મદેહ તેજસરૂપ છે એમ જણાવેલું છેજ. હવે પ્રવાહીરૂપ તેજસ તરફ વળીએ. બીજી ક્રિયા તેજની તે કચ્છપ રૂપ છે. તેજસ સ્વયં પ્રકાસીત હોઈ તેનું પ્રતિબિંબ પણ તેજસ રૂપજ હોય છે ચૌદ રત્ન સમુદ્રમાંથી મેળવાય છે. રત્ન પણ તેજસ રૂવરૂપ છે. તેને દેવ મેળવે છે. જ્ઞાનવાન કહો અથવા તો ભાગ્યશાળી કહો તે દેવ સ્વરૂપજ છે. તેજ લક્ષ્મીને મેળવી શકે છે. સમુદ્ર મંથનને અંતે વિષ નીકળે છે. લક્ષ્મી પ્રાપ્ત કરતાં કરતાં કેટલાંએ કાળાં ધોળાં કર્મ પણ કરવા પડે છેજ. એજ હળાહળ વિષ છે. પ્રાણીને આ કર્મનાં રૂળ હળાહળ વિષ કરતાં પણ વિશેષ ત્રાશદાયક રીતે ભોગવવાં પડે છે. શંકરનો અર્થ આનંદ કરનાર એવો થાય છે. લક્ષ્મી પ્રાપ્તી અર્થે હળાહળ વિષરૂપ કાળાં ધોળાં કર્મો પ્રાણી આનંદ પૂર્વક કરે છે એટલે પીએ છે. અર્થાત હળાહળ વિષ પીએ છે.

સુક્ષ્મ દેહ પછી સ્થુલ દેહ બને છે. તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ યુક્ત પૃથ્વી તત્વનો બને છે. અન્નમય સ્થુલ દેહમાં પૃથ્વીના ઉપર જણાવેલાં પાંચે તત્વ હોય છે. સ્થુલ દેહ અન્નમય હોઈ પૃથ્વી તત્વનો બને છે. ત્રીજો વારાહ અવતાર જળચર નહી છતાં સ્થુલ દેહનો છે. દેહને દમન હોય છેજ. શરીર એ પૃથ્વી છે. દેહનું દમન એજ પૃથ્વીનું દમન છે. રત્ન કહેતાં ॥ લક્ષ્મી ॥ કે જે માયા સ્વરૂપ છે. તેજ હિરણ્ય કશ્યપ રાક્ષસ છે, ને એજ સંસારમાં દમનનું કારણ થઇ પડે છે. આત્મા સ્વયં વારાહ સ્વરૂપ છે. તે જો હિરણ્ય કશ્યપનો નાશ કરે એટલે માયાથી જો વિરકત રહે તોજ પૃથ્વી સ્થીર થાય છે. અર્થાત નિર્લોભી પ્રાણી સુખી હોઇ શકે છે. અર્થાત સ્થુલ અન્નમય દેહ સુખી થાય છે. યાને પ્રાણી આત્મા દ્વારાજ મન વડે સુખી થઈ શકે છે. મન સુખી માન્યા શિવાય પ્રાણુ સુખી થઈ શકતો નથી.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ॥**

મન એજ મનુષ્યને બંધન અને મોક્ષનું કારણ છે. હવે ચોથું વાયુ દ્રવ્ય વિલોકીએ. વાયુના પાંચ પ્રકાર ઉપર જણાવ્યા છે. પ્રાણવાયુ હૃદયને વિષે રહેલો છે. ને તે આધારેજ જીવન ટકી રહે છે. જીવનનું ટકાવવું એ મનુષ્યરૂપ છે. અપાન વાયુ ગુદાને વિષે રહેલો છે. સમાન વાયુ નાભિને વિષે રહેલો છે. ઉદાન વાયુ કંઠને વિષે રહેલો છે. ને વ્યાન

વાયુ સર્વાંગમાં રહેલો છે. પાંચ વાયુ પૈકી અપાન વાયુ એટલો બધો પ્રબળ છે કે જો એ વાયુ શરીરમાંથી બહાર નહીં નીકળે અને પોતાનું પ્રબળ વધાર્યો જાય તો ચારે વાયુને દબાવીને પિંડનો નાશ કરે છે. એટલે પિંડમાંનું ચૈતન્ય પિંડને છોડીને જતું રહે છે ને પ્રાણ શરીરમાંથી બહાર નીકળી જાય છે. દેવનું એટલે મનુષ્યનું કૃત્ય સર્વ વ્યવસ્થા કરી આનંદમાં રહેવાનું છે. અર્થાત આનંદ મેળવવાનું છે. પશુનું કૃત્ય અજ્ઞાનમય હોઇ નાશકારક હોય છે. અપાન વાયુ પશુ તુલ્ય નાશકારક કૃત્ય કરે છે. ને પ્રાણવાયુ મનુષ્ય તુલ્ય સંરક્ષક કૃત્ય કરે છે. અર્થાત દેવ સ્વરૂપ આનંદ મેળવવાનું કૃત્ય કરે છે. ચોથું વાયુનું રૂપ તે પશુને માનવી તુલ્ય મિશ્ર સ્વરૂપ હોવાનું પ્રાણવાયુ ને અપાન વાયુ વડે જણાય છે. પરમાત્માનો નૃસિંહ અવતાર ચોથોજ છે. તે માનવ પશુ મીશ્ર સ્વરૂપનો છે. હિરણ્યાક્ષ રૂપ વાયુ પોતાને બ્રહ્માંડનો સ્વામી મનાવે છે. વાયુ પોતાને બ્રહ્માંડનો સ્વામી ગણે યાને માને તેમાં આશ્ચર્ય શું છે? વાયુ વડેજ સર્વ ચીજો રહેલી છે. પરંતુ એ વાયુ નિત્ય ને અનિત્ય બન્ને રૂપમાં છે. પ્રાણીના મરણ આગમચ નાભિનો સમાનવાયુ તુટવા માંડે છે. પ્રાણના નાશની શરૂઆત થાય છે. હિરણ્યાક્ષરૂપ વાયુનો નાભિને વિષેથી નાશ થવાની શરૂઆત થાય છે. માટેજ હિરણ્યાક્ષનો નાશ આકાશ ને પૃથ્વી ઉપર ન થતાં

પિંડમાં ડુંટી આગળથીજ થાય છે. ને ત્યાંથીજ આંતરડાં ખેંચી કહાડીને નૃસિંહ સ્વરૂપ મારી નાંખે છે. જળ, તેજ, પૃથ્વી ને વાયુ એ પ્રથમના ચાર દ્રવ્ય નિત્ય ને અનિત્ય રૂપે હોવાનું ઉપર જણાવેલું હોઇ આરંભક ગણેલાં છે. તેજ મચ્છ, કચ્છ, વારાહ, ને નૃસિંહ સ્વરૂપ છે. સ્થુલ દેહ થવા માટે આકાશ, વાયુ, તેજ, જળ ને પૃથ્વી એટલાં તત્વની આવશ્યકતા જણાવેલી છે. જળ, તેજ, પૃથ્વી ને વાયુ તત્વને જોયાં. હવે પાંચમું તત્વ જે આકાશ ગણેલું છે તેને વિલોકીએ. સ્થુલ અન્નમય દેહ પાંચ તત્વો એકઠાં થવાથી થાય છે. સ્થુલ દેહ પૃથ્વી રૂપ છે. અને તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ એ પાંચ ગુણો રહેલા છે. આરંભક ચાર દ્રવ્ય જે નિત્ય અને અનિત્ય રૂપમાં છે તે જળ, તેજ, પૃથ્વી ને વાયુ છે. તેમાં આકાશ ઊમેરવાથી બ્રહ્માંડ ને પિંડ થાય છે. ગર્ભમાં પ્રાણી પણ પાંચમે મહીને નાનામાં નાનું સંપૂર્ણ મનુષ્યાકૃતિનું બાળક રૂપ ધારણ કરે છે. ચાર નિત્ય ને અનિત્ય દ્રવ્ય પછી પાંચ નિત્ય દ્રવ્ય ઉપર ગણાવી ગયા છઇએ. આપણે પાંચમાં દ્રવ્ય આકાશનું વિવેચન કરવાનું છે. પાંચમું આકાશ છે. આકાશનો અર્થ અવકાશ થાય છે. અવકાશ તદન નાનામાં નાનો અને મોટાંમાં મોટો હોઇ શકે છે. અવકાશની શરૂઆત તદન નાનામાં નાના પ્રમાણથી થઇ વ્યાપ્તિ બ્રહ્માંડ પર્યંત હોય છે. વામનરૂપ નાનામાં

નાનું ધારણ કરી છેવટ વૈશાટ સ્વરૂપ થાય છે. ને બળીને પાતાળે ચાંપે છે. દરેક ચીજની આજુબાજુ અવકાશ ફરી વળેલો હોય છેજ. એજ અવકાશરૂપ વામન બળીરૂપ તમામ ચીજોની દેહ ઉપર વ્યાપ્ત છે. એટલે ચઢી બેઠેલો છે. વાયુને આધારે તમામ ચીજો રહેલી છે. વાયુનું રહેવાનું સ્થાન અવકાશજ છે. દરેક ચીજનું સ્થુલ સ્વરૂપ વાયુ વડેજ નાશ પામે છે. વાયુ રહીત સ્થળમાં રાખેલી ચીજનો નાશ થઇ શકતોજ નથી. અવકાશ ત્યાં વાયુ છેજ. વાયુની ક્રિયાથીજ નાશનું કામ બને છે. દરેક ચીજોનાં બળ અર્થાત શક્તિનો નાશ વાયુ જે અવકાશમાં ઓતપ્રોત રહેલો છે તે અવકાશ મીશ્રીત વાયુ વડેજ થાય છે. અવકાશ એ વામનરૂપ ઉપર જણાવ્યું છેજ. એજ વામન બળીને પાતાળે ચાંપે એમાં આશ્ચર્ય કયાં છે ? એટલુંજ નહીં પણ ખોટું પણ શું છે. અવકાશ દરેક ચીજની આસપાસ હોય છેજ. ચીજને ઉપર બળ ગણી ગયા છીએ. તો પછી બળીના સેવક થઇને વામન સ્વરૂપ અવકાશ રહે એમાં પણ નવાઇ કયાં છે ? હવે છઠું દ્રવ્ય કાળ લઇએ. કાળ સર્વનો નાશ કરે છે. ફરશુરામ ક્ષત્રિયનો નાશ કરી પૃથ્વી નક્ષત્રિય કરે છે. આ તરફ છઠું દ્રવ્ય જે કાળ તે પિંડ ને બ્રહ્માંડનો નાશ કરે છે. સાતમું દ્રવ્ય દીક છે. દીક એટલે દિશા. દુનિયામાં મોટામાં મોટી વસ્તુ યા ચીજ જોવા જઇશું તો દિશા જણાશે. જગતમાં

દિશાઓ કરતાં કોઇ પણ ચીજ મોટી નથી. અને એ ધોરણે દીક્ એટલે મોટો એવો અર્થ પણ થઇ શકે. મોટાપણાનો નિવાસ પંચત્વરૂપ પૃથ્વી તેમાં રહેલો છેજ. એજ રઘુ કહેતાં રામચંદ્રની પર્ણકુટી છે. વ્યવહારમાં પણ માણસ દીકપણામાં (એટલે મહાન કહો કે મોટા કહો એ મહાનપણું પ્રાપ્ત થાય છે તેથી) આનંદીત થાય છે. પુત્રનું મોટાપણું થાય તેમાં માતા આનંદ પામે એમાં નવાઇ કયાં છે ? અને એજ ધોરણે કૌશલ્યાને આનંદ થાય છે. આઠમું દ્રવ્ય આત્મા છે. આત્મા પિંડમાં સર્વવ્યાપી છે. અને પિંડમાંની તમામ ઇન્દ્રિયમાંથી શરીરને પોષણ મેળવવાની ક્રિયા કરે છે. અર્થાત શરીરમાંથી પોષણ મેળવે છે. કૃષ્ણાવતાર ગો એટલે ઇન્દ્રિયમાં ગોકુળ એટલે ઇન્દ્રિયના કુળ ચારે છે. અર્થાત ઇન્દ્રિયના કુળને ચરાવે છે. ગોવરધન રૂપ મહત્તપણાને ધારણ કરીને ગોપી ને ગોવાળનો બચાવ કરે છે. આત્મા તમામ ઇન્દ્રિયનો બચાવ કરે છે. કેમકે આત્મા વડેજ ઇન્દ્રિય જીવંત રહી શકે છે. કૃષ્ણ ચારિત્રમાં કૃષ્ણ મહાન બ્રહ્મચારી ગણાય છે, તેમજ વ્યભિચારી પણ ગણાય છે. પિંડમાંના તમામ અવયવમાં વસવું અર્થાત વિહાર કરવું એજ વ્યભિચાર. તેમજ આત્મા અવિકારી, અદાહ્ય, અચ્છેદ્ય, અક્લેદ્ય, ને અશોષ્ય એવો છે. એ સર્વથી અલિપ્ત પણ છે. ને નોખો હોઇ સર્વથી પર છે. તેથી એ વ્યભિચારી ન

ગણુતાં બ્રહ્મચારીજ ગણી શકાય. હવે નવમું દ્રવ્ય મનસ તપાસીએ. બુદ્ધાવતાર ચુકતે કરીને યોગ સાધે છે, ધ્યાનસ્ત થાય છે, ને પૃથ્વી ઉપર ભાર વ્યાપ્ત થાય છે. પિંડમાં ભાર એટલે કષ્ટ થવાનું કારણ મનસ દ્રવ્યનું મનજ છે. મનજ બંધન અને મોક્ષનું કારણ ગણાયલું છે. પિંડમાંના સુખ દુઃખને ભાર મન વડેજ છે. સુખ દુઃખને માનનાર મનજ છે. ને સહ્ય તથા અસહ્ય એવા ભાગ પણ મનજ પાડે છે. પિંડમાંનું નવમું દ્રવ્ય મનસ ધ્યાનસ્તજ હોય છે. અમુક વાત ધ્યાનમાં લેવાનું કાર્ય મનજ કરે છે. ધ્યાન ન હોય તો વાત મગજમાં આવી શકેજ નહીં ને સ્મર્ણ પણ રહેજ નહીં. એના વડેજ સુખ દુઃખ લાગે છે. આ નવ દ્રવ્ય એકઠાં થાય છે, કે લાગલીજ ગમે તે એક ચીજ થાય છે. આ નવ દ્રવ્ય એકઠાં થયાં કે અમુક ચીજ એવું નામ પડે છે. ને તે ચીજના ગુણ, દોષ ગણવાની શરૂઆત થઇ જાય છે. નવ દ્રવ્ય તે પૃથ્વી, પાણી, અગ્નિ, તેજ, વાયુ, કાલ, દીક્, આત્મા, મનસ, એવી રીતના છે. સૃષ્ટીમાં જે ચીજ માત્ર દેખાય છે યાને જેનું હોવા પણું છે અર્થાત કાંઈ પણ આકૃતિવાળી ગમે તેવી સ્થીતીમાં ગમે તે ચીજ હોય તે ચીજમાં ઉપર ગણાવેલાં નવ દ્રવ્ય હોય છેજ. નવ દ્રવ્ય શિવાયની જગતમાં એક પણ ચીજ નથી. કોઈ પણ ચીજનું નામ પડયું એજ કલંક. અને એનેજ કલંકી અવતાર

કહીએ તેમાં ખોટું પણ શું ? કલંકી અવતાર મલેચ્છોને મારે છે, ને શેવકને સુખ આપે છે. દરેક ચીજોના શેવનમાં સુખ ને દુઃખ સમાયલું છેજ. પ્રીતીપૂર્વક પ્રમાણસર યથાયોગ્ય રીતથી શેવન કરનારને એ સુખ આપે છે. ને અપ્રિતી પૂર્વક પ્રમાણ શીવાય ગમે તેવી રીતે ને ગમે તેમ શેવન કરનારને દુઃખરૂપ થઇ પડે છે. કલંકીરૂપ ચીજનું અનિચ્છાએ કરવું પડતું શેવન એજ મલેચ્છોને મારવારૂપ ગણવામાં આવે તો પણ ચાલી શકે. આટલું બધું થવા છતાં આત્મા સ્વયં તો નિષ્કલંકીતજ છે. એજ પિંડ, બ્રહ્માંડ ને પૃથ્વીની નિષ્કલંકતા છે. સર્વ ખલુ ઇદં બ્રહ્મનું સુત્ર પણ એજ ધોરણનું છે. દેહમાં જે નવ દ્રવ્ય બતાવ્યાં તે હોય છે. અને તેને દેહ એવી સંજ્ઞા મળવાથી કલંકી રૂપ ગણાય છે. છતાં પણ સૃષ્ટીનો વ્યવહાર ચલાવવા અસમર્થ હોય છે. શુશુપ્તીમાં તેમજ મરણ આગમચની ભાન વગરની બેભાન અવસ્થામાં પણ આ નવ દ્રવ્ય પિંડમાં હોય છે. છતાં પ્રાણી વ્યવહાર કરી શકતું નથી. અગીયારમું મોહન ને મહાદેવ રૂપ હોઇ તેજ ભવસાગર તરાવે છે. આત્માનું દ્રવ્ય બે પ્રકારે છે એમ આપણે આગળ જોઇ ગયા છઇએ. એ બીજા પ્રકારનું પરમાત્મા રૂપ સર્વ વ્યાપી દ્રવ્ય જે નવ દ્રવ્ય તેમાં દાખલ થાય છે. નવ દ્રવ્યનું એકઠા થઇ એક ચીજ બનવું, તેનું નામ પડવું, એ દશમું નામ રૂપ

કલંક. ને એમાં પરમાત્માનું દાખલ થવું એ અગીયારમું મોહન ને મહાદેવ સ્વરૂપ છે. તે અન્યને મોહ ઉપજાવે એવું હોવાથી મોહન ને મહા દૈવતવાળું મહાદેવ એવું રૂપ છે. અગીયારમું પરમાત્મા સ્વરૂપ એનું ભજન કરતાંજ ભવસાગર તરાય છે ને પ્રાણી આનંદ મેળવી શકે છે. આપણે પિંડમાં, બ્રહ્માંડમાં ને ગર્ભમાં ને દરેક ચીજોમાં વિષ્ણુના દશાવતાર બુદ્ધી અનુસાર વિલોકયા. વિષ્ણુનું વર્ણન કરવા અનંતમુખો શેષ પણ હારી જાય છે. વિષ્ણુ અવર્ણનીય છે, અનંત છે, એમાં ખોટું શું છે? વિષ્ણુ સ્વર્ગનો માલીક છે. આનંદનું ધામ છે. તમામ વૈભવ માત્રનો વિષ્ણુ ભોકતા છે. એ વાત પણ ખોટી કેમ કરીને કહી શકાય? એના વગર કાંઇજ નથી અર્થાત વિષ્ણુ સર્વમય છે. યુરોપીયન વિદ્વાનો વિષ્ણુના દશાવતાર માનવા ના પાડે છે. મચ્છ, કચ્છ, ને વારાહ અવતારને હિંદુઓએ પ્રજાપતિને વારાહરૂપે વર્ણવેલો હોવાથી તે ઉપરથી કલ્પના કરીને ઉપરના મચ્છ, કચ્છ, ને વારાહ ગણેલા હોવા જોઇએ એમ માને છે. અને નૃસિંહાવતારની પણ એક કલ્પના છે ને તે મુર્ખાઇ ભરેલી છે એમ માને છે. અને વામન અવતાર સુર્યને ગણેલો છે એમ કહે છે. ફરસુરામ, રામ, અને કૃષ્ણ તથા બૌધ્ધ ઈતિહાસીક પુરૂષો છે ને તેઓને ઈશ્વર ગણેલા છે એ તદનજ ખોટું છે એવું યુરોપીયન વિદ્વાનોનું કથન

છે. અને તેઓ માણુસ જાતને વાંદરામાંથી થયાનું કહે છે. માણુસ જાતનું વાંદરાંમાંથી થવું એ કેટલું બધું બેહુદુ છે. એ વિષ્ણુના દશાવતાર બુદ્ધિ પુર્વક જોતાં માલમ પડે એમ છે. માણુસ જાત તે સ્વયં માણુસજ છે. કોઈ પણ જાતમાંથી તે બની નથી. પરંતુ એમ માની લઈએ કે બ્રહ્માંડમાં પ્રથમ જળચર પ્રાણી, પછી વનચર પ્રાણી ને પછી મનુષ્ય પ્રાણી ઉત્પન્ન થાય છે, તો તે વ્યાજબી ગણાશે. ગણાય શું પણ એમજ બન્યુંજ છે એ નિર્વિવાદ છે. વિષ્ણુના દશાવતાર પણ એજ રીતે થાય છે. માનવ પ્રાણી પણ ગર્ભમાં ઉત્તરોત્તર એજ દશાને પ્રાપ્ત થાય છે. સર્વ ચીજોમાં જે નવ દ્રવ્ય રહેલાં છે તે પણ જળ, પૃથ્વી, ને આત્મા એ ત્રિવર્ગમાં અનુક્રમથી આવે છે. વિષ્ણુના દશાવતારનું બુદ્ધી અનુસાર વિવેચન કર્યું. હવે પ્રથમ પ્રકરણમાં જણાવેલી એકથી દશ સંખ્યા બદલ કાંઇક વિચાર બુધ્ધી અનુસાર આગલા પ્રકરણમાં કરીએ.



# પ્રકરણ ૬ ઠું.

## દશાવલોકન.

દશાવલોકન એટલે એકથી દશ સુધીનું અવલોકન કરવું એવો ધ્વનિ નીકળે છે. આપણે અક્ષરની સંખ્યામાં એકથી તે દશ સુધીની સંખ્યા જણાવી છે, અને એ સંખ્યાએજ પૂર્ણતા આવી જાય છે. આગળ જણાવ્યું છે કે જ્ઞાન અનંત છે. જ્ઞાન અનંત હોઇ તેનું છેવટ મળતુંજ નથી. સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવું એ અપૂર્ણ માનવ જાતની શક્તિની બહારની વાત છે. સ્વયં બ્રહ્મજ સંપૂર્ણ છે. અને તેજ સંપૂર્ણ જ્ઞાનવાન છે. દશાવલોકન તેજ કરી શકે છે. આપણી શક્તિ બહારની વાત છે. જેમ મનુષ્યમાં જ્ઞાન વધારે હોય તેમ તે વધારે પ્રમાણમાં દશાવલોકન કરી શકે. હું પોતે વિદ્વાન કે જ્ઞાની નથી. મારી ક્ષુદ્ર બુદ્ધિના પ્રમાણમાં મારી દૃષ્ટિથી થતું અવલોકન પણ ક્ષુદ્રજ હોઇ શકે. છતાં પણ મારી અલ્પમતિ અનુસાર દશાવલોકન કરવાની શરૂઆત પ્રથમના એક અંકથી કરૂં છું.

૧. નિચેની ચીજો એકજ છે. શરિર વિષે જોતાં પિંડ, મસ્તક, નાક, ગરદન, પેટ, શિષ્ન, ને ગુદા એટલાં અવયવ એકજ જણાય છે. પૃથ્વી અને ચંદ્ર એકજ છે. પરમાત્મા સ્વયં પણ એકજ છે. જગતમાં જે કાંઇ દશ્ય થાય તેને

ઓળખવાને જે કાંઇ નામ આપીએ છઇએ તે ચીજ પણ એકજ છે. પણ એક એવી અધિક ચીજો એકત્ર થાય તેનો સરવાળો કર્યા કરીએ ત્યારે તે અધિક થાય છે. આ સર્વને તત્વ દષ્ટીથી અર્થાત અભેદ દ્રષ્ટીથી જોતાં સર્વ એકજ છે. ક્ષમાવંત પુરૂષોમાં ક્ષમા એકજ દોષ હોવાનો વ્યવહાર કુશળ માણસોના માનવા પ્રમાણેનો દોષ છે. એકજ ધર્મ ઉત્તમ રીતીએ પાળવાથી કલ્યાણ થાય છે. એક વિદ્યા એ પરમ તૃપ્તી છે. અને એક અહિંસા ધર્મ જગતમાં સુખ સ્થાપવાનો તથા પામવાનો સાચો ધર્મ છે. -એકલાએ સ્વાદીષ્ટ ભોજન, તથા એકજ મતે વિચાર, રસ્તામાં એકલા ચાલવું, અને ઘણા માણસો સૂતાં હોય તેમાં એકજ જણે જાગતા રહેવું, એટલાં વાના હીતાવહ નથી.

હવે બે વિષે વિચાર કરતાં પિંડમાં કાન, આંખ, નસ્કોરાં, ઓષ્ઠ, છાતીમાંના ફેફસાં, હાથ, પગ, અને અંડ તથા છાતિદર્શક ચિન્હ બબે જણાય છે. જ્ઞાનના બે ભેદ ગમ્ય અને અગમ્ય, અને વિભાગ બે પરોક્ષ અને અપરોક્ષ છે. પ્રયોજન બે પ્રકારનાં દ્રષ્ટ અને અદ્રષ્ટ. સામાન્યના પ્રકાર બે છે, પર અને અપર. દ્રવ્યના પ્રકાર નિત્ય ને અનિત્ય બે છે. આત્મા બે વિભાગમાં જીવાત્મા ને પરમાત્મા સ્વરૂપે વહેંચાય છે. બુદ્ધિ અનુભવ ને સ્મૃતિ એમ બે પ્રકારની છે. પક્ષમાં સ્વપક્ષ અને વિપક્ષ છે. વ્યાપ્તિ સિદ્ધ

કરવામાં સહચાર, અને વ્યભિચારાભાવ એમ બે કારણો છે. ન્યાય અને સાંખ્ય બે છે. મિમાંસા પૂર્વ ને ઉત્તર બે છે. સમાધિ સંપ્રજ્ઞાત, અને અસંપ્રજ્ઞાત એમ બે છે. તંત્રના વૈદિક અને તાંત્રિક એમ બે પ્રકાર છે. યોગમાં હઠ, અને રાજ એમ બે યોગ છે. ભાવ્ય વસ્તુમાં ઇશ્વર અને પચ્ચીસ તત્વોનો સમૂહ એમ બે પ્રકાર છે. તત્વમાં જડ અને અજડ એવા બે ભેદ છે. સિદ્ધિના બે પ્રકાર છે મનોજવિત્વ, અને વિકરણા ભાવ. મનોજવિત્વ એટલે શરિરને પણ મનના જેવી ગતિમાન કરવાનું સામર્થ, અને વિકરણાભાવ એટલે કોઇ પણ પ્રદેશનું જ્ઞાન થવામાં અંતરાયનો અભાવ. તત્વ દ્રષ્ટિમાં જગતનું નિદાન અને તે છે તેવી વસ્તુ સ્થીતિ શાથી છે તેનું વિવેચન એ બે બાબતનો સમાવેશ થાય છે. સંસારમાં પ્રાણીઓ પુરૂષને સ્ત્રી એ બે વડે ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષના પ્રકાર સવિકલ્પ અને નિંવિકલ્પ એમ બે છે. મીઠી વાણી બોલવાથી અને અને દુર્જનને પણ માન આપવાના સ્વભાવથી મનુષ્ય શોભા પામે છે. નિર્ધન છતાં અનેક વસ્તુની ઇચ્છાજ માત્ર કરવી અને અસમર્થ છતાં ક્રોધ કરવો એ બે પ્રનુષ્યને દુર્બળ થવાના કારણો છે. ગ્રહસ્થ છતાં ઉદાશીન રહેવું અને ભીખારી છતાં મોટાં કામમાં પડવું એ બે પ્રતિષ્ઠાનાં નાશક છે. કોઇ સાથે વિરોધ કરનાર પ્રાક્રમહીન રાજા

અને પ્રવાસ નહીં કરનાર બ્રાહ્મણ એ બેને પૃથ્વી ગળી જાય છે અર્થાત એ લોક પૃથ્વીમાં સત્વહીન બની જાય છે. ન્યાયથી મેળવેલાં ધનને અપાત્રને આપવું અને પાત્રને નહિ આપવું એમ ધનની બે પ્રકારની દુરવ્યવસ્થા ગણાયલી છે. ધનવાન છતાં કૃપણ રહેવું, દરિદ્રી છતાં ગ્રહસ્થાશ્રમ માંડવો એ બન્ને કર્મો અધોગતિએ લઈ જનારાં છે. સંન્યાસી થઇને યોગવિદ્યા જાણવી અને રણવીર થઇ સામે પગલું ભરવું એ બન્ને ક્રિયા સ્વર્ગે લઈ જનારી છે. સમર્થ છતાં ક્ષમા રાખવી ને દરિદ્રી છતાં દાતાર થવું એ બે સ્વર્ગે લઇ જનારી વસ્તુઓ છે.

હવે ત્રણ વિષે વિચારીએ. જ્ઞાન મેળવવાની રીત અનુભવ, વિચાર ને ઇતિહાસ એમ ત્રણ છે. ન્યાય શાસ્ત્રની રીતે પદાર્થ તત્વનો નિર્ણય ઉદ્દેશ, લક્ષણ, ને પરિક્ષા એમ ત્રણ રીતીએ થાય છે. પરસામાન્યમાં દ્રવ્ય, ગુણ ને કર્મ એમ ત્રણ છે. જ્ઞાન થવામાં પદાર્થ ઇંદ્રીયને મળે, ઇંદ્રિય મનને મળે, ને મન આત્માને મળે એમ ત્રણ ક્રિયા થવાની આવશ્યકતા હોય છે. કારણના પ્રકાર સમવાયી, અસમવાયી અને નિમિત્ત એમ ત્રણ છે. અનુભવ એટલે અપ્રમાના શંશય, વિપર્યય, ને તર્ક એમ ત્રણ પ્રકાર છે. યથાર્થ જ્ઞાન થવામાં વ્યાપ્તિ, પરામર્શી ને અનુ-

મતિ એમ ત્રણ સાધનના અંગ છે. અનૈકાંતિકના સાધારણ, અસાધારણ, ને અનુપ સંહારી એમ ત્રણ પ્રકાર છે. વસ્તુ માત્ર સુખ, દુઃખ ને અજ્ઞાન એમ ત્રણ ગુણયુક્ત થઈ પડે છે. માલીકને સત્વ એટલે સુખરૂપ, ઈચ્છા છતાં ન મળે તેને દુઃખરૂપ, ને જેને દરકાર નથી તેને જડરૂપે જણાય છે. જડને અજ્ઞાનતા પણ માનવામાં આવેલી છે. ચિત્તની ક્ષિપ્ત, મૂઢ ને વિક્ષિપ્ત એમ ત્રણ અવસ્થા છે. વિષયે પડેલું ચિત્ત તે ક્ષિપ્ત, અને નિંદ્રામાં પડેલું તે મૂઢ અને વિષયોમાં વધારે રોકાયલું તે વિક્ષિપ્ત ગણાય છે. મંત્રના અર્થાત જાતિના પુરૂષ, સ્ત્રી અને નપુંસક એમ ત્રણ પ્રકાર છે. પ્રાણાયમ કરવામાં યમ, નિયમ, ને આસાન એ ત્રણની અતિ જરૂરીયાત મનાયલી છે. નાડી ત્રણ પ્રકારની છે. સૂર્ય એટલે ઇંડા, ચંદ્ર એટલે પિંગળા, ને શુષુમ્ણા, એ રીતની છે. બંધના પ્રકાર મુલ, ઉડ્ડિયાન, ને જાલંધર, એમ ત્રણ છે. ગુદાના અપાન વાયુને રોકવો તે મુલબંધ, નાભિના સમાન વાયુને રોકવો તે ઉડ્ડિયાન, ને કંઠ વિષે રહેલા ઉદાન વાયુને રોકવો તે જાલંધર. પ્રાણાયામ કરવામાં પુરક, કુંભક અને રેચક એમ ત્રણ ક્રિયા કરવાની હોય છે. ટુંકમાં વિશ્વમાં સર્વત્ર ત્રણજ દેખાતા હોવાથી અને આ બ્રહ્માંડ પણ સત્વ, રજ ને તમ, એ રીતે ત્રીગુણાત્મક હોવાથી આર્ય લોકોએ યજ્ઞોપવિત પણ ત્રણનુંજ બનાવેલું છે. આર્ય લોકો

જ્યારે ભષ્મ વિધિ કરે છે ત્યારે તે ત્રણ આંગળાના કાપા પડે એવી રીતે ભષ્મ વિધિ કરે છે. એજ દ્રશ્ય બ્રહ્માંડ ત્રિગુણાત્મક હોવાનું સૂચક હોઇ ચિન્હ રૂપે જણાવવામાં આવે છે, ને તેથીજ કપાળના ત્રિપૂંડમાં પણ ત્રણ લીટીઓજ દેખાય એવી રીતે ચંદન કરવામાં આવે છે. આ સિવાય પ્રથમ પ્રકરણમાં ત્રણજ શા માટે એ વિષે ઘણુંજ વિવેચન થઈ ગયલું છે. કામ, ક્રોધ ને લોભ એ ત્રણ નર્કના દ્વાર છે. પરધનનું હરણ, પરસ્ત્રી સેવન, અને સબંધીઓનો ત્યાગ આ ત્રણ અવગુણ પોતાનો અને પોતાના સર્વસ્વનો નાશ કરવાનેજ બસ છે. સ્ત્રી, પુત્ર, ને ચાકર એ ત્રણને પરતંત્ર માનવાની પૃથા પડેલી છે. અને એને ધર્મના, સમાજના ને દેશહિતની સાંકળો વડે મજબુત કરવામાં આવેલી છે. પરંતુ સર્વ ખલવિંદ બ્રહ્મ જેવું સુત્ર જ્યાં મનાતું હોય અને જ્યાં આગળ હૃદય, નીતિ, ન્યાય અને દયાનો અંશ હોય ત્યાં આગળ સ્ત્રી, પુત્ર, ને ચાકરને અધમ માનવા એ અજ્ઞાનતાની પરાકાષ્ટા છે. એટલુંજ નહિ પણ એક આત્મા ને પરતંત્ર અર્થાત ગુલામ માને એ આત્માની અવગણનાજ છે. અને આત્માની અવગણના એ અજ્ઞાનતા અને અધોગતિના વૃક્ષનું સબળ બીજ છે. છતાં ડાહ્યા અને વિદ્વાન લોકોએ સ્ત્રી, પુત્ર ને ચાકરને શા માટે પરતંત્ર હોય એવી રીતે માન્યા છે તે તેઓજ જાણે. જો કે વ્યવહારીક નજરમાં એ સ્થીતિ છે. પણ એને નભાવવી એ ઇષ્ટ નથી.

હવે ચારને વિષે વિચારીએ. વેદ ચાર છે, રૂગ, યજુર, સામ, ને અથર્વ પદાર્થ પ્રમાણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શબ્દ એમ ચાર છે. બ્રહ્માને પણ ચતુરમુખજ ગણેલો છે. સિદ્ધાંતના પ્રકાર સર્વતંત્ર, પ્રતિતંત્ર, અધિકરણ, ને અભ્યુપમગ, એમ ચાર છે. યથાર્થજ્ઞાન એટલે પ્રમાતે જેનાથી જણાય છે તેના પ્રમાણ પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, ને શબ્દ એમ ચાર ગણવામાં આવે છે.*

યોગાનુસાસનના ચાર પદ છે. તેમાં પ્રથમ યોગ શબ્દનો અર્થ સમજાવી સમાધિ પર્યંતનો વિચાર, બીજો ચિત્તવૃત્તિને સ્થીર કરવા માટે ક્રિયા યોગાદિ બહિરંગ સાધન, ત્રીજુ સંયમ. એમાં ધારણા, ધ્યાન, સમાધિ એ અંતરંગ સાધન, ચોથું સિધ્ધિ આદી સહીત પરમ મોક્ષનો નિષ્કર્ષક, એ પ્રમાણે ચાર પદ છે. સમાધિના અભ્યાસના પ્રકાર પ્રાથમકલ્પિત, મધુભૂમિક, પ્રજ્ઞાજ્યોતિષ, ને અતિક્રાન્ત ભાવનિય એમ ચાર છે. ગ્રહસ્થના ઘરમાં ઘરડો સબંધી, ડહાપણ વાળો કુલીન માણસ, દરિદ્ર મીત્ર, ને સંતાન રહીત બેન એટલાં ચાર જણાં રહેતાં હોય તે ઘણું સારૂં છે. દેવતાઓનો માનસીક વિચાર, બુધ્ધિમાનોનો પ્રતાપ, વિદ્યા ભણે-

---

* પ્રમાના જોકે ચાર પ્રમાણ ગણાયાં છે. પરંતુ કેટલાકો ૭ પણ ગણે છે. તેમાં અર્થાપતિ અને અનુપલબ્ધિ એવા બે પ્રમાણો વધારે પણ ગણવામાં આવેલાં છે.

લાઓનો વિનય, અને પાપ કર્મોનો નાશ એ ચાર તાત્કાળીક ફળ આપનારી ચીજો છે. અગ્નિહોત્ર, મૌનવૃત, વેદાધ્યયન અને યજ્ઞ ચાર અભય આપનારાં તરીકે ગણાયેલાં છે. યજ્ઞ, દાન, વેદાધ્યન અને તપ એ ચાર વસ્તુઓ હમેશાં સત્પુરૂષોને જોડાઇને રહેલી છે. અર્થાત એ ચાર વસ્તુઓ સત્ પુરૂષોમાં હોવાનો સંભવ છે. મહર્ષિં ચાર છે. સનક, સનંદ, સનતકુમાર મળી

૧ ૧ ૨

કુલ ચાર થાય છે. રાજાઓને ચાર વસ્તુઓ ત્યાગ કરવા લાયક છે. ટુંકી બુદ્ધિવાળાઓ સાથે મંત્ર એટલે સલાહ, દીર્ઘસૂત્રી માણસ સાથે વિચાર, હર્ષઘેલા સાથે ગુપ્ત વિચાર, ને વખાણ કરનારાં માણસો સાથે મંત્ર, એટલાં કામો કરવા નહીં જોઇએ.

હવે પાંચ સબંધી વિચારીએ. પિંડમાં દરેક હાથને પાંચ પાંચ અને પગને પણ પાંચ પાંચ આંગળાં છે. જેવડે આ સર્વ ભુતમાત્ર હયાતિ ભોગવે તે મહાભુતો આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વી એમ પાંચ છે. કલેશના પ્રકાર અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેશ, ને અભિનવેશ એમ પાંચ છે. વાયુના પ્રકાર પ્રાણ, અપાન, ઉદાન, સમાન, ને વ્યાન એમ પાંચ છે. જેમ ભુત પાંચ છે તેમ શર પણ પાંચજ છે. અહંકારના સત્વાંશમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ એમ જ્ઞાનેન્દ્રિય તથા શ્રોત, ત્વક, અક્ષિ, રસના, અને ઘ્રાણ.

ક્રિયા તથા ક્રિયાવાન. એ પ્રમાણે છે. પદાર્થાનુમિતિના પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય ને નિગમન, એમ પાંચ વિભાગ છે. હેત્વાભાસના પ્રકાર અનૈકાંતિક, વિરૂધ્ધ, સત્પ્રતિ પક્ષ, અસિધ્ધ અને બાધિત એમ પાંચ છે. પિતા, માતા, અગ્નિ, પરમાત્મા ને ગુરૂ એ પાંચ અગ્નિ રૂપ છે. દેવતા, પિતૃ, મનુષ્ય, ભિક્ષુક ને અતિથી, એ પાંચનો સત્કાર કરનાર મનુષ્ય જગતમાં કિર્તી ને સુખ મેળવે છે. રાજાઓની પાછળ મિત્ર, શત્રુ, મધ્યસ્થ પોષણ કરવા લાયક, વડીલ, અને ચાકર એ પાંચ હંમેશાં જાય છે. જગતમાં દૃશ્ય થતી તમામ ચીજો આકાશ, વાયુ. તેજ, જળ ને પૃથ્વી એ પાંચ તત્વયુક્ત છે. એથીજ પાંચ બોલે તે પરમેશ્વર એવી ગુજરાતમાં કહેવત ચાલે છે. મહાયજ્ઞ બ્રહ્મ, દેવ, મનુષ્ય, પિતૃ ને ભૂત એમ પાંચ છે. ગૃહસ્થને ખાંડવામાં, દળવામાં, ચુલામાં, પાણી ભરવામાં, ને વાસીદું વાળવામાં એમ પાંચ હત્યા દરરોજ લાગે છે એવી હિંદુ ધર્મની માન્યતા છે. કોપીન, મૃગચર્મ પહેરવા, ધાન્ય તથા ફળફળાદિ ખાવાં, બેઉ સંધ્યા કાળમાં ન્હાવું, અને હોમ કરવો એ પાંચ વાનપ્રસ્થના સાધારણ ધર્મ છે. ભિક્ષુકના આચાર, શુધ્ધિ, નિયમ, પ્રતિકર્મને બરાબર જોવું એ પાંચ ઉપવૃત છે. ભિક્ષુકના ધ્યાન, મનની સાથે ઈન્દ્રીયનિગ્રહ, નગરના રહેવાસીઓની આગળ જઇને ભિક્ષા લેવી, મોન ધારણ કરવું, અને પવિત્રતાના

ઉપચાર માટે વિષયાશક્તિ ત્યાગવી એમ પાંચ વૃત છે. શુધ્ધિના પ્રકાર સત્ય, મનની નિર્મળતા, ઇન્દ્રીયનિગ્રહ, સકળ પ્રાણીઓના ઉપર દયા, અને જળવડે શરીરનો મેલ કહાડવો એમ પાંચ જાતના છે. વશીભૂત પુત્ર, પૈસા પેદા કરવા વાળી વિદ્યા, આરોગ્ય, સજજનનો મેળાપ અને પ્રીય એવી વશીભૂત સ્ત્રી એ પાંચ દુઃખનું મુળ ઉચ્છેદ કરનારાં અમોઘશસ્ત્ર છે ચંચળ, કર્કશ, અહંકારી, મલીન વસ્ત્રધારી અને વગર તેડયે પોતે થઇને આવનારો આવો પાંચ પ્રકારના બ્રાહ્મણો બ્રહસ્પતિ સમાન વિદ્વાન હોય તોપણ માન પામતાં નથી. મહાન દુઃખોમાં દાતાની ગરીબાઈ, ધનવાનની કંજુસાઇ, પુત્રની જરૂરીયાત, પ્રભુનુ દૌર્જન્ય અને પારકાના ઉપકારમાં મૃત્યુ એ પાંચ મહાનમાં મહાન દુઃખ છે. અગ્નિના જેવા કલેશકારીમાં સ્ત્રી વિયોગ, સ્વજનનું અપમાન, રૂણની અનંતતા, દુર્જનની શેવા, ને પોતાની ગરીબાઇથી મીત્રનું દુર થવું એ પાંચ અગ્નિ જેવા અતિ તિવ્ર પ્રભાવથી માણુસના હૃદયને બાળે છે.

હવે છ સબંધી વિચારીએ. સ્રષ્ટીના તમામ પદાર્થના છ વર્ગ પાડી શકાય. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, ને સમવાય એમ છ છે. સાધુ પુરૂષોની ક્રિયાઓ બસ્તિ, ધાતિ, નેતિ, નોલિ, કપાલ ભાતિ, ને ત્રાટક એમ છ છે. રૂતુઓ વસન્ત, ગ્રીષ્મ, શરદ, હેમન્ત, શિશિર, ને વર્ષા એમ છ છે.

આતંતાયીમાં અગ્નિથી બાળનાર, વિષ દેનાર, શસ્ત્ર લઇને મારવા આવેલ, ધન હરણુ કરનાર, જમીન હરણુ કરનાર ને સ્ત્રી હરણુ કરનાર એમ છ જણાનો સમાવેશ થાય છે. ભગવાનમાં ભગ હોવાથી ભગવાન એવું નામ અપાયેલું છે. એ ભગ સર્વૈશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય, ને મોક્ષ એમ છ છે. ગ્રહસ્થીના સાધારણુ ધર્મ લગ્ન કરવાં, અગ્નિસ્થાપન, અતિથિસત્કાર, યજ્ઞ, શ્રાધ્ધ, અને છોકરાં ઉત્પન્ન કરવાં એમ છ છે. બ્રહ્મચારીના મુખ્ય ધર્મ દંડ, મેખલા, જટા ધારણુ, જમીન ઉપર સુવું, ગુરૂની શેવા કરવી, અને ભિક્ષા માગવી એમ છ જાતના છે. માણસ જાતને નાના પ્રકારના રોગો થવાના કારણમાં અતિશય પાણી પીવું, શક્ત ખોરાક લેવો, ધાતુ ક્ષય, ઝહાડાને રોકવો, દીવસે સુવું અને રાતે જાગવું એમ છ પ્રકારનાં છે. સત્ય, દાન, સાવધાનતા, પ્રેમ, ક્ષમા અને ધિરજ એ છ ગુણો કોઇ પણ દીવસ છોડવા નહીં. હમેશાં પૈસાની આવક, આરોગ્ય, પ્રિય વચન બોલનારી સ્ત્રી, આધીન રહેનારો પુત્ર, અને પુરૂષાર્થ આપનારી વિદ્યા એ છ મનુષ્ય લોકમાં સુખ ઉત્પન્ન કરનારી ચીજો છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, આ છને વશ કરવાથી મનુષ્ય જીતેંન્દ્રિય થઇ સુખી થાય છે. આરોગ્ય, અનૃણીપણું, (કરજહીન) નિત્ય દેશમાં રહેનારા, સારા માણસોની સંગતિ, અનુકુળ આજીવિકા, અને ભય રહિત નિવાસસ્થાન એ છ ચીજ માનવ જાતમાં સુખકારક ગણાયેલી છે. જગતમાં

વૈભાવ મેળવવાની ઇચ્છા રાખનારા માણસે નિંદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આલસ્ય ને દીર્ઘસૂત્રતા એ છ અવગુણો તજવા જોઇએ. ઉપદેશના આપનારા આચાર્ય, મૂર્ખ ઋત્વિજ, રક્ષણ ન કરનાર રાજા, નઠારૂં બોલનારી સ્ત્રી, ગામમાં રહેવાની ઇચ્છા કરનારો ગોવાળ, અને વનમાં રહેવાની ઇચ્છા કરનારો વાળંદ એ છ જણાને હમેશાં છોડી દેવા જોઇએ. વિઘ્ન સંતોષી, દયાળુ, અસંતોષી, ક્રોધી, અવિશ્વાસુ અને બીજાના નશીબ ઉપર જીવનારા એ છ જણાં નિરંતર દુ:ખીજ રહે છે. ચોરો ગાફલ ઉપર, વૈદો રોગી ઉપર, પ્રમદાઓ કામી ઉપર, ગોરો યજમાન ઉપર, રાજા અરસપરસ લડનારી પ્રજા ઉપર, અને પંડીતો મૂર્ખ ઉપર આજીવિકા ચલાવે છે. આ છ જણાઓ તેની સામેજ બતાવેલા ઉપર નિર્વાણ ચલાવે છે. ગાય, ચાકરી, ખેતી, સ્ત્રી, વિદ્યા અને શુદ્ર સાથે સમાગમ, આ છ વસ્તુઓ એ ઘડી તપાસી ન હોય તો નાશ પામે છે. અર્થાત એઓનું તત્વ યાને લાભ જતો રહે છે. શીખેલો વિદ્યાર્થી ગુરૂનું, પરણેલો દીકરો માતાનું, કામરહિત થયલો પુરૂષ નારીનું, કૃતાર્થ થયલો એટલે જેનું કામ સિદ્ધ થયું હોય તે કામ સિદ્ધ કરવામાં યુક્તિ બતાવનારાનું, સમુદ્ર તરલો માણસ વહાણનું અને રોગીઓ વૈદનું, એમ એ છએ જણાં તેની સામે બતાવેલાનું અપમાન કરે છે યાને અનાદર કરે છે.

હવે આપણે સાત વિષે વિચારીએ. પદાર્થો સાત વિભાગમાં વહેંચી શકાય છે, સામાન્ય, વિશેષ, સમવાય, દ્રવ્ય, ગુણ, કર્મ અને અભાવ. પ્રકૃતિમાંથી સાત વિકૃતિ, આરંભવાદ, પરિણામવાદ, મહતતત્વ, અંતઃકર્ણ, અહંકાર, હુંપણું અને પ્રવૃત્તિ, એ પ્રમાણે બને છે. શરીર માંહેના ચક્ર યોગીઓની માન્યતા મુજબ, આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુધ્ધિ, આજ્ઞા, અને સહસ્રાર એ પ્રમાણે સાત છે. મુનીઓમાં મહતપદ મળેલા એવા મુનિ અર્થાત રૂષીઓ ભૃગુ, મરિચી, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, કૃતુ અને વશિષ્ઠ એ પ્રમાણે સાત છે. સિંધુ એટલે સમુદ્ર તથા ધાતુઓ સાત છે. બીજા સમુદ્ર તથા ધાતુઓ છે પણ ગૌણ છે મુખ્ય નથી. મનુષ્ય સપ્ત ધાતુનું બનેલું છે અને તેના સાત વિભાગ પાડવામાં આવેલા છે જે સમજ નીચેનો કોઠો ઉપયોગી ધારી આપું છું.

| સપ્તવર્ણ વિભાગ, | મનુષ્યના વેદાન્તોક્ત વિભાગ, | | પાશ્ચાત્ય ધર્મવાદોક્ત ત્રણ વિભાગ | પાશ્ચાત્ય ચૈતન્ય વાદોક્ત બે વિભાગ |
|---|---|---|---|---|
| સ્થુલ............. | અન્નમયકોશ, | સ્થુલદેહ...... | શરીર...... | શરીર |
| લિંગ પ્રાણ ............. | પ્રાણમયકોશ, | સુક્ષ્મદેહ, | જીવ | મન અથવા આત્મા, |
| કામ............ મન અધોમન | મનોમયકોશ, | | | |
| મન ઉત્તમમન... | વિજ્ઞાનમયકોશ, | | | |
| બુદ્ધિ,............... | આનંદમયકોશ,... | કારણદેહ, | | |
| આત્મા.................................. | | | આત્મા | |

રાજયોગાભ્યાસમાં સપ્ત તત્ત્વ છે, સપ્ત વર્ણ છે, સપ્ત સ્વર છે. વળી વાર પણ સાતજ છે. જેના ઉપરથી વારનું નક્કીપણું થયલું છે તે સૂર્યના રથના અશ્વ પણ સાત કલ્પેલા છે. ગ્રહ પણ સાતજ છે. * લોક પણ સાતજ છે. પાતાલ પણ સાત છે અને ભૂમિકા પણ સાતજ છે. નીચેના સાત દોષ સ્ત્રી, જુગાર, મૃગયા, મદિરાપાન, કઠોરવાણી, ભયંકર શિક્ષા, અને પૈસાની ખુવારી થાય તેવાં કામ હમેશાં રાજાઓએ ત્યજવાં જોઇએ.

હવે આપણે આઠ વિષે વિચારીએ. યોગના આઠ અંગ છે અને તેને અષ્ટાંગ કહે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એમ આઠ છે. સિદ્ધિના પ્રકાર અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, અને ઇશિત્વ, એમ આઠ છે. ધર્મના માર્ગના પ્રકાર યજ્ઞ, વેદાધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, દયા, અને ઉદારતા એમ આઠ છે. પ્રથમના ચાર દાંભિક મનુષ્યમાં પણ હોઈ શકે છે, જ્યારે પાછળના ચાર મહાત્મા પુરૂષમાંજ હોય છે. વિવાહના પ્રકાર બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ, અને પૈશાચ એમ આઠ છે. બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્વાન, ધાર્મીક અને શુષીલ

* બીજા ગ્રહો હોય તેને ઉપગ્રહ ગણેલા છે. અને મુખ્ય ગ્રહની સંખ્યા સાતજ રાખેલી છે.

હોય એવાં જોડાંના પરસ્પર પ્રસન્નતા પૂર્વક લગ્ન થાય તે બ્રાહ્મ લગ્ન છે. યજ્ઞ વિગેરે પવિત્ર કર્મ કરનાર પુરૂષને અલંકારયુક્ત કન્યાદાન આપવામાં આવે છે તે દૈવ લગ્ન કહેવાય છે. વર પાસે કાંઈ લઈને લગ્ન કરવાં તે આર્ષ લગ્ન કહેવાય છે. ધર્મ વૃદ્ધિ અર્થે બન્નેનાં લગ્ન કરવાં તે પ્રાજાપત્ય લગ્ન છે. વરકન્યાને કાંઈ આપીને લગ્ન કરવાં તે આસુર લગ્ન છે. કોઇપણ પ્રકારના નિયમ કે વખત વગર કોઇ કારણસર વરકન્યાનો ઇચ્છાપૂર્વક પરસ્પર સંયોગ થાય તે ગાન્ધર્વ લગ્ન કહેવાય છે. છીનવી કે ઝુંટવી લઇને કે કપટ કરીને કે ફસાવીને લગ્ન કરવાં તે રાક્ષસી લગ્ન કહેવાય છે. મદીરા આદિ પાન કરાવીને ગાંડી બનાવેલી કે બનેલી કે સુતેલી કન્યા સાથે બળાત્કારથી સંયોગ કરી લગ્ન કરવાં તે પૈશાચ લગ્ન કહેવાય છે. વસુઓ દ્રાણુ, પ્રાણુ, ધ્રુવ, અર્ક, અગ્નિ, દોષ, સોમ, અને વિભાવસુ એમ આઠ છે. ગિરીઓ ઉદાય, અસ્ત, કનક, શંખ, નારાયણુ, હીમ, ઈશાન, અને મેરૂ એમ આઠ ગણુવામાં આવેલા છે બીજાઓ મહત્તાપૂર્ણ ન હોવાથી ગણાયલા નથી. માનવ પ્રાણીઓએ યજ્ઞ, દાન, વેદાધ્યયન, તપશ્ચર્યા, દમ (ઈન્દ્રિય નિગ્રહ), સત્ય, સરળતા, અને દયાળુતા એ આઠ વસ્તુઓને સ્વર્ગ અપાવનારી તરીકે ગણેલી છે.

હવે નવ વિષે વિચારીએ. દ્રવ્ય નવ છે, પૃથ્વી, જળ,

તેજસ, વાયુ, આકાશ, કાલ, દીક, આત્મા, અને મનસ, એ નવ જાતનાં છે. ચિત્ત વિક્ષેપના પ્રકાર વ્યાધિ, સત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધ ભૂમિકત્વ, અને અનવ સ્થિતિ એમ નવ પ્રકાર છે. આપણે આગળ ઉપર જોઈ ગયા છઇએ કે વિશ્વમાં જે ચીજ માત્ર દૃશ્ય થાય છે તે, નવ પ્રકારના દ્રવ્યયુક્ત શિવાયની કોઈ પણ ચીજ જગતમાં દેખાતીજ નથી. બધેજ નવ દ્રવ્યનું દેખાવું અને તે જોવામાં સર્વત્ર ઐક્યતા અર્થાત એકરૂપતા અનુભવવી એજ અદ્વૈતવાદ છે. એ અદ્વૈતવાદીઓ હુમે છઇએ એવા તત્વજ્ઞાનના સૂચક ચિન્હ તરીકે આર્યોમાં જે યજ્ઞોપવિત પહેરવામાં આવે છે તે યજ્ઞોપવિતના દરેક તાર અર્થાત તંતુમાં નવ નવ તાર વીણીને તેનો એક તાર બનાવેલો હોય છે. જનોઇનો દરેક તાર નવ નવ તંતુઓ વીણીને બનાવેલો હોય છે ખરો પરંતુ નવ તાર યુક્ત એક તાર એવા ત્રણ તારનું એક યજ્ઞોપવીત બનાવેલું હોય છે.

હવે દશ વિષે વિચારીએ. પિંડમાં બન્ને હાથ મળીને આંગળા તથા બંન્ને પગના આંગળાની સંખ્યા દશ દશ છે. પિંડમાં હવા લેવાના તથા બહાર કહાડવાના દ્વાર દશ છે. મુખ, ગુડા, ઉત્પત્તિ અવયવ, ડાબો કાન, જમણો કાન,
૧ ૨ ૩ ૪ ૫
ડાબી આંખ, જમણી આંખ, ડાબું નસ્કોરૂં, જમણું નસ્કોરૂં
૬ ૭ ૮ ૯

અને માથાંમાંનો તાળવાનો ભાગ, મંત્ર સિદ્ધના પ્રકાર જીવન,
૧૦ ૧
તાડન, બોધન, અભિષેક, વિમલીકરણ, આપ્યાયન, જનન,
૨ ૩ ૪ ૫ ૬ ૭
તર્પણ, દિપન અને ગુપ્તિ એમ દશ છે. નિયમના પ્રકાર
૮ ૯ ૧૦
અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શૌચ,
૧ ૨ ૩ ૪ ૫ ૬
સંતોષ, તપસ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન, એમ દશ છે.
૭ ૮ ૯ ૧૦
આશનના પ્રકાર જોતાં પદ્મ, ભદ્ર, વિર, સવસ્તિક, દણ્ડક,
૧ ૨ ૩ ૪ ૫
સોપાશ્રય, પર્યંક, કૌંચ, નિષદન, અને સમ સંસ્થાન, એવી
૬ ૭ ૮ ૯ ૧૦
રીતે દશ છે. ભિક્ષુકના ધર્મના પ્રકાર સ્વસ્તિકાદિ આસન
૧
અભ્યાસ, વસ્ત્રમાં ભિક્ષાથી મળેલી વસ્તુ લેવી, ચોરીનો ત્યાગ,
૨ ૩
શૌચાચાર, અપ્રમાદ, સ્ત્રીસંભોગ ત્યાગ, ક્રોધ ત્યાગ, સર્વજીવ
૪ ૫ ૬ ૭ ૮
ઉપર દયા રાખવી, ગુરૂ સેવા કરવી અને સત્ય ચાલવું એવી
૯ ૧૦

રીતે દશ છે. સ્વર્ગમાં લઇ જનારી વસ્તુઓ સત્ય, વિનય
૧ ૨
મુદ્રા, શાસ્ત્રાભ્યાસ, વિદ્યા, કુલિનતા, શીલ, બળ, ધન, શૌર્ય
૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
અને યુકિતવાળાં વચન, એવી રીતે દશ છે. એકથી માંડીને
૧૦
દશ સુધીની જાણવા યા તો સાંભળવામાં આવેલી બાબતોની કાંઇક નોંધ આ પ્રકરણમાં આવી છે. વિશ્વમાં જ્ઞાનનો તેમજ વસ્તુઓનો અંત નથી. વિશ્વમાંનું જ્ઞાન અને ચીજો અનંત છે. તેનો અંત હોતોજ નથી અર્થાત અનંતનો અંત નથી. જેનો અંત હોય તેજ નિયત થઇ શકે છે. વિશ્વમાંની અનંત ચીજો અને જ્ઞાન નિયત કરવાનો અથવા માનવાનો પ્રયત્ન કરવો એજ અશકય હોઈ અસંભવીત છે. મહાસાગરમાંનું થોડુંક જળ એક સ્થળે લાવી તેનું વિવેચન કરવું અથવા તો એક ખાબોચીયાંમાંના જળને મહાસાગરનું રૂપ કલ્પીને તે ઉપર વિવેચન કરી તેને સપૂર્ણતાભર્યું વિવેચન યા જ્ઞાન માની લેવું એ અતિશયોક્તિ ગણી શકાય. મહાસાગરમાંની રેતી પૈકી થોડીક રેતીઓના સંગ્રહની સદૃશ દશાંક દર્શનમાંથી યતકિંચીત નોંધ કરવામાં આવી છે. છતાં પણ એટલું તો નક્કીજ છે કે ઉપર જણાવેલી દશ સંખ્યા બદલના એકથી દશ સુધીનું વિવેચન અને તેને લગતા વિષયનું જો આપણે જ્ઞાન મેળવીએ અને તે પ્રમાણે વર્તવા કાંઇક પ્રયત્ન કરીએ

તો આપણું જીવન ઉન્નત બની પરમ સુખ અનુભવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય પણ ખરો. સંપૂર્ણ જાણવું એ માનવ પ્રાણીની શક્તિ બહારની વાત છે. બ્રહ્માંડને વિષે સંપૂર્ણ એક ફક્ત પરમાત્મા હોઈ તેજ સંપૂર્ણ જ્ઞાની છે. અને તે શિવાયનું સકળ બ્રહ્માંડ અપૂર્ણજ છે. તેજ ધોરણે વિશ્વમાંનું માનવ પ્રાણી અપૂર્ણ હોવાથી પૂર્ણ જાણી શકવા માટે અસમર્થજ છે. ને તેથી માનવ પ્રાણીનું સમઝેલું, જાણેલું કે માનેલું હમેશાં અપૂર્ણજ રહેવાનું અને તેજ ધોરણે આ અપૂર્ણ દશાંકની નોંધ જાણવામાં આવ્યા પ્રમાણે કરી છે.

---

# પ્રકરણ ૭ મું.

## શિવ

શિવુ કલ્યાણે એ ધાતુથી શિવ શબ્દ સિદ્ધ થાય છે. જે કલ્યાણ સ્વરૂપ ને કલ્યાણનો કરવાવાળો છે, તેથી પરમાત્માનું નામ શિવ છે. તેમજ

• यश्शङ्कल्याणं सुखं करोति स शङ्करः

જે કલ્યાણ અર્થાત સુખનો કરવાવાળો છે તેથી પરમાત્માનું નામ શંકર છે. વળી રોદયત્યન્યાયकारिणो जनान् स रुद्रः જે દુષ્ટ કર્મ કરનારાને રડાવે છે, તેથી પરમાત્માનું નામ રૂદ્ર છે. એ શિવના વિષ્ણુની માફક અવતાર થતા નથી.

પરંતુ તેના અગીયાર રૂપ હોવાનું વર્ણન કરવામાં આવેલું છે. રૂદ્રના અગીયાર રૂપના નામ નીચે પ્રમાણે ગણવામાં આવેલાં છે. પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, સમાન, નાગ,
૧ ૨ ૩ ૪ ૫ ૬
કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય, અને જીવાત્મા, એ સર્વ
૭ ૮ ૯ ૧૦ ૧૧
રૂપો વાયુના નામ ધારણ કરીને મનુષ્યના શરીરમાં કહો કે પ્રાણી માત્રના શરીરમાં રહેલાં છે. એ રૂદ્ર એટલા માટે કહેવાય છે, કે તેઓ જ્યારે શરીરને છોડે છે ત્યારે રૂદન કરાવનાર બને છે, અર્થાત પ્રાણી માત્ર એના જવાથી રૂદન કરે છે. જેમ રૂદ્રના અગીયાર રૂપ છે તેમ તેના નામ પણ અગીયાર છે. વિરભદ્ર, શંકર, ગિરીશ, અજૈક પાત, અહિ બુદન્ય, પિંડી,
૧ ૨ ૩ ૪ ૫ ૬
અપરાજીત, ભવાનાધિશ્વર, કપાલી, સ્થાણું, અને ભગ,
૭ ૮ ૯ ૧૦ ૧૧
એ પ્રમાણે નામ છે. પ્રથમ જે રૂદ્રના અગીયાર રૂપના નામ આપવામાં આવ્યાં છે તે પિંડાત્મક પણ છે. અને પાછળથી બતાવેલા રૂદ્રના અગીયાર નામ તે બ્રહ્માંડમાં વ્યાપ્ત થયલાં જણાવવામાં આવેલાં છે. શિવને પ્રથમ આપણે જ્ઞાન સ્વરૂપથી વિલોકીએ. શિવને પરમમોક્ષ સ્વરૂપ અને સંસારનો ધ્વંશ કરતા તરીકે જણાવેલા છે. વેદ સંહિતામાં શિવ શબ્દ વારંવાર આવે છે. પણ તે ત્રિનયન ઉમાકાન્ત એ અર્થે

આવતો નથી. વેદમાં રૂદ્ર, પશુપતિ, કપર્દિન વીગેરે શબ્દ આવે છે. પણ તે શિવ એટલે પાર્વતીપતિ એ ઉદ્દેશાનુસાર આવતા નથી. શિવને જે રૂપે આપણે ઓળખીએ છઇએ તે રૂપનું વર્ણન યજુર્વેદના સાત રૂદ્રીય પ્રકરણમાં છે. તે ઉપરથી અનુમાન કરીએ તો ચાલી શકે કે ત્રિમૂર્તિમાં વિષ્ણુ કરતાં શિવ પ્રાચીન છે. જેમ સૂર્યવાચક વિષ્ણું શબ્દથી વિષ્ણુનો ઉદ્દ્ભવ સંભવે છે, તેમ અગ્નિના રૂપાંતરો થતાં શિવ થયલા હોવાનું અનુમાન જાય છે. વિશ્વ સૃષ્ટિનું નિદાન, સર્વનો પ્રાણ, સર્વરૂપ અગ્નિ, તેજ સર્વનો ભક્ષણ કરનાર, સર્વનો લોપ કરનાર, દૃશ્ય ને અદૃશ્ય વિશ્વનો સંબંધ કરાવનાર, તેજ સર્વનો ઉત્પન્ન કરનાર, અગ્નિમય, મહા ક્રોધી, પણ પરમ મોક્ષદાતા શિવ છે. અગ્નિની ઉગ્રતા ઉપરથી શિવને તમોગુણ અર્પાયો. પણ શિવ તમોગુણની મૂર્તિ નથી. પરંતુ તમોગુણની મૂર્તિ તો શિવને રૂપાન્તર આપેલું ભૈરવનું સ્વરૂપ છે. શિવ શબ્દ તો સુખ, શાન્તિ, આનંદ, અને મોક્ષનો ભાવદર્શક વાચક છે. શં એટલે આનંદ, તે કરનાર શંકર, એ અર્થ સુચવે છે. અગ્નિને વેદમાં વૃષભ રૂપે પણ વર્ણવેલો છેજ. એટલે શિવ જે અગ્નિ સ્વરૂપ છે, તેને અગ્નિના સબંધથી અગ્નિરૂપ વૃષભનું વાહન પ્રાપ્ત થયું છે, એજ નંદી. નન્દ એટલે શબ્દ કરવો, કે નન્દ એટલે આનંદવું એ ધાતુ ઉપરથી અગ્નિની માફક શબ્દ કરનાર

કે પરમ આનંદકારી મોક્ષ આપનાર નન્દી. જેવા શિવ તેવુંજ તેનું વાહન કલ્પેલું છે. અને અગ્નિની માફક મોક્ષદાતા પણ એજ છે. અગ્નિરૂપ શિવનું વાહન વૃષભરૂપે અગ્નિજ થયો. શિવનું આભૂષણ જોતાં ચંદ્ર છે. સોમ એટલે ચંદ્ર સર્વને શાન્તિ કરનાર છે. અગ્નિની સાથે સોમ પણ પૂંજાય છે. અગ્નિ પૂંજનરૂપ યજ્ઞમાં સોમ વિના ચાલતુંજ નથી. એ સોમ તેજ દેવલોકનું પાન છે, અમૃત છે. એને પીધાથી અમર થવાય છે, મોક્ષ પમાય છે. ચંદ્રને અમૃત નિધિને શુધાકર કહે છે તે ખરૂંજ છે. તેથીજ ચંદ્ર મોક્ષદાતા, અમર તત્વદાતા જે શિવ તેને માથે બેસે છે. શિવરૂપ અગ્નિનું અગ્નિરૂપ વૃષભ વાહન થયું ત્યારે અગ્નિથી સર્વદા અભિન્ન એવો જે ચંદ્ર તે આભૂષણ થયો. શિવ સ્વરૂપજ અગ્નિને મોક્ષ સ્વરૂપ છે. શિવનું ત્રીજુ નયન તે પણ અગ્નિરૂપજ છે. એ ત્રીજું નયન ઉઘડવાથી સંહાર થાય છે. આ સંહાર સ્થુળ ન થતાં અધ્યાત્મિક થાય છે. સ્થુલ સંહારનો સૂર્યાદિ ગ્રહો દ્વારા એટલે વિષ્ણુ દ્વારા થાય છે. શિવનો સંહાર કેવળ અધ્યાત્મીક છે. પરમ જ્ઞાન એજ ત્રીજું નયન છે. બ્રહ્મ કૈવલ્યનો ઉદય થતાં મનુષ્ય માત્ર શિવરૂપ થઇ જાય છે. અર્થાત્ જીવ તેજ શિવ બને છે. ને જ્ઞાનાગ્નિથી સંસાર નામ રૂપાત્મક પરિચ્છેદનો પ્રલય થઇ જાય છે. એ પ્રલય કર્તા જ્ઞાન તેજ અગ્નિ છે. અને એવો જે અગ્નિ તેજ શિવ છે. પિંડમાં ભ્રકુટી સ્થાને આજ્ઞા

ચક્ર રહેલું છે. યોગી લોકો તેનું ધ્યાન ધરે છે, અને ધ્યાન ધરતાં ધરતાં યોગીઓને પરમ જ્યોતિનું દર્શન થાય છે. અને એઓની દ્દષ્ટી જ્ઞાનમય અને સર્વમય બને છે, એજ તૃતીય નયન. જે ત્રિનયન થાય તે જીવ શિવ થાય. શિવે ત્રિજી આંખ ઊઘાડી અને કામદેવને બાળી નાંખ્યો. અને કામને તે દીવસથી અનંગ ગણુવામાં આવ્યો છે. વાસ્તવીક રીતે કામ સર્વદા અનંગજ છે. એનું નામજ સ્મર છે, મદન છે. સ્મર્ણ કરતાંજ જાગે તેવો છે. મદમત્ત કરી દમન કરનારો છે. એજ કામ તે કેવળ સ્મર્ણરૂપ સ્મર. ઇચ્છા માત્રજ કામના ગણી શકાય. કામનાને શરીર ને આકૃતિ કયાં હોય છે? તે અનંગજ છે. તે કામનાને કેવળ નિર્મૂળ કરવી, બાળી નાંખવી એ પરમ જ્ઞાન વિના બનતુંજ નથી. જ્ઞાનાગ્નિજ કામનાને દહે છે. જ્ઞાનાગ્નિનેજ આપણે ઉપર ત્રીજું નયન ગણ્યું છે. ત્રીજું લોચનજ કામનાને ભસ્મ કરે છે. તારકાસુર નામનો દૈત્ય દેવ માત્રને દુઃજ આપતો હતો. તે તારકાસુરના ત્રણ પુરના દહન કરનારા પણ શિવજ છે. અને તેને ત્રિપુરારિ એવા નામથી પણ ઓળખવામાં આવ્યા છે. સર્વ ખલ્વિદં બ્રહ્મ એ સુત્રાનુસાર જમાત્ર દેવજ છે. તે દેવ યાને જતાં દેવત્વ પામે છે. એ દેવ યાને જતાં એટલે દેવત્વ પ્રાપ્ત કરવા જતાં ત્રિપુરને અસ્ત કરવાં પડે છે. દુઃખ આવનાર મોક્ષ ગતિનો

અવરોધ કરનાર જડ પ્રકૃતિનારૂપક પ્રાણી માત્રની ઉત્પત્તીના કારણભુત કારણ દેહ[૧], સુક્ષ્મ એટલે લિંગ દેહ[૨], ને સ્થુલદેહરૂપ[૩] ત્રિપુરનો જ્ઞાને કરીને જયારે અસ્ત કરીએ ત્યારેજ મોક્ષ મળી શકે છે. ત્યાં શીવાય અન્યથા મોક્ષ નથી. અગાધ જ્ઞાનરૂપ શિવ માટેજ ત્રિપુરારિ કહેવાયા. ને તેથીજ ત્રિપુરના દહન કરતા હોઇ દેવમાત્રના શરણરૂપ ગણાય છે. યોગાભ્યાસી જ્ઞાનીના ઇષ્ટ છે. ત્રિપુર દહન માટે યોદ્ધો મળતો ન હતો તે પણ શિવેજ આપેલો છે. એ યોદ્ધાનું નામ કાર્તિકેય રાખવામાં આવેલું છે. કથામાં કાર્તિકેયની ઉત્પત્તિ અગ્નિથી થયલી હોવાનું વારંવાર કહેલું છે. અને સનાતન કુમાર એવું વિશેષ નામ પણ આપવામાં આવેલું છે. ત્રિપુરનો નાશ શિવરૂપ અગ્નિની મારફત થાય છે. નાશ કરવાનું સાધન કુમાર બ્રહ્મચારી યોદ્ધો છે. મહત કાર્ય માટે અગાધ બળની આવશ્યકતા છે. બ્રહ્મચર્ય શીવાય અગાધ બળ હોવું સંભવિત નથી. કાર્તિકેયને બ્રહ્મચારીજ ગણવામાં આવેલા છે. કાર્તિકેય નામ કૃતિકા નક્ષત્ર ઉપરથી પડેલું છે. અને છ કૃતિકા તેની માતા કે ઉપમાતા ગણાયલી છે. કાર્તિકેયને ષડ જન્મા તરીકે પણ કહેવામાં આવે છે. ઘણુંજ પ્રાચીન કાળમાં અર્થાત વેદ કાળમાં જ્ઞાન મેળવવા માટે જ્ઞાન દાતા તરીકે અગ્નિની અને મોક્ષ

મેળવવા માટે મોક્ષ દાતા તરીકે સૂર્યની પૂંજા કરવામાં આવતી હતી. પૂરાણોમાં વિષ્ણુના સ્થાનને મોક્ષ સ્થાન અને શિવને જ્ઞાન નિદાનનું સ્થાન ગણેલું છે. આજ ધોરણે સર્વ જ્ઞાનના પ્રણેતા શિવને ગણવામાં આવેલા છે. કેટલાંક જ્ઞાન રાશિરૂપ શાસ્ત્રો અને તંત્રો શિવના કહેલાં છે. ભૌતિક પદાર્થોના પ્રતિક રૂપ વિષ્ણુને અને શિવને યજ્ઞની ક્રિયામાં પૂંજા સ્થાન પણ આપવામાં આવેલું છે. પરંતુ પદાર્થોના પ્રતિકરૂપ નહીં એવા બ્રહ્માને યજ્ઞમાં પુંજાનું સ્થાન મળેલું નથી તેમજ આપી શકાય પણ નહીં. માટેજ બ્રહ્માને યજ્ઞ વિભાગ રહીત ગણવામાં આવેલા છે. પરમ જ્ઞાનરૂપ, અપરિચ્છેદ પામેલા, અને જેને મારૂં તારૂં નથી એવા શિવ તે સર્વદા ભોળા, સર્વના બન્ધુ જેવા છે. અને તેથીજ બાણાસુરને ભસ્માસુરાદિ જેવા દુષ્ટને પણ વર આપનારા ગણાયા છે. જેટલા પ્રમાણમાં ને જેવા ભોળા તેવા ને તેટલાજ ઉગ્ર એ પણ સ્વભાવિકજ છે. શિવને અગ્નિનો સંબંધ દૃઢ કરાવનાર શિવનું રૂપાંતર જે રૂદ્ર મનાય છે તે છે. રૂદ્રને અગ્નિ સાથે ઓતપ્રોત મેળવી દેવામાં આવેલા છે. ને તેજ પાછા શિવરૂપે પરિણામ પામ્યા છે. તેથી રૂદ્રના ઘણાક ગુણો શિવને પણ આરોપાયલા છે. રૂદ્ર પર્વતમાં વસે છે, શિવ પણ પર્વતવાસી છે, ગિરિશ છે. પર્વતનો અર્થ પર્વત અને મેઘ એમ બે રીતે અર્થાત બે

રૂપમાં પણ કરી શકાય છે. બ્રહ્માંડમાં વિદ્યુત સ્વરૂપની અગ્નિ મેઘમાં આવિર્ભાવ પામે છે. અગ્નિ સ્વરૂપ શિવ તે અગ્નિ સ્વરૂપ રૂદ્ર નામને પ્રાપ્ત થાય છે. રૂદ્ર છે તે પર્વતમાં ઝળકે છે, ઘુમે છે. ત્યારે શિવ જે અગ્નિ સ્વરૂપ તે પર્વતમાં વિદ્યુત સ્વરૂપને પ્રાપ્ત થાય છે. પરંતુ પર્વતના બીજા સ્થુલ અર્થને અવલંબીને કેવળ ગિરિ-રાજ કહેવાયા છે. પરમ જ્ઞાનરૂપ, સંસારાભાવરૂપ, શિવને ગિરિમાંજ પડી રહેવાનું રમ્ય ને મનોહર લાગી ફાવ્યું. પર્વતમાં રહેવાથી પર્વતની છોકરી જે પાર્વતી તેજ એની પત્ની તરીકે ગણાઇ. બીજી વિસ્તૃત રીતે જોતાં શિવને પત્ની, પૂત્ર, કાંઇ પણ નથી. પરંતુ સર્વરૂપ ગણાયલા છે. તેમજ અર્ધ નારિશ્વર મનાયલા છે. પરમ જ્ઞાન હોય ત્યાંજ પરમ પ્રેમ હોઇ શકે, તેથી શિવ જે વિરાગી તેજ મહારાગી, અપ્રેમી તેજ પ્રેમી ગણાવાનું મહાન સુત્ર છે. માટેજ શિવ જે પરમ વિરાગી તેજ મહારાગી મનાયા છે. સ્રીને અર્ધાંગે રાખીને રહ્યા છતાં પરમ મુક્ત મનાયા છે. ગિરિજાપતિ, પાર્વતિપતિ, શીવ ગિરિરાજ છે. અર્થાત કૈલાશ નામના ગિરિમાં નિવાશ કરીને રહ્યાં. યોગવાળાઓ મસ્તકને બ્રહ્માંડ અર્થાત કૈલાશ માને છે. શિવ એ પરબ્રહ્મ છે અને તેનો વાસ કૈલાશમાંજ હોય. પ્રાણીઓના મસ્તકમાં જે સહસ્રાર સહસ્રદલ પદ્માકૃતિનું તેજોમય ચક્ર હોવાનું યોગી લોકોએ

જણાવેલું છે. તે તેજોમય ચક્રમાં શિવ બ્રહ્મ સ્વરૂપથી વિરાજે છે. યોગવાળાઓ જે કુંડલિની શક્તિ ગણાવે છે, તેજ શિવરૂપ છે. શુષુમ્ણા દ્વારા કુંડલિની બ્રહ્માંડમાં પહોંચી શિવને મળે ત્યારે શમાધિ થાય છે એમ જણાવે છે. શમાધિ થાય ત્યારે બ્રહ્માંડમાં અર્થાત કૈલાશમાં વિહાર થઇ શકે છે. જીવ ને શિવ જયારે એકજ છે તો પછી તેઓ કૈલાશમાં અર્થાત બ્રહ્માંડમાં વિહાર કરે એમાં આશ્ચર્ય કયાં છે? શિવ પાર્વતીનો સંયોગ થઈ તેઓ કૈલાશમાં વિહરે છે. અને સર્વ આનંદમય, પરમ જ્ઞાનમય, અતુલ બુદ્ધિમય પુત્રને પાર્વતી જન્મ આપે છે. ગણુપતિને શક્તિએ સ્વતઃજ પેદા કર્યાનું પુરાણુમાં વર્ણુન છે. જયારે પાર્વતી ગણુપતિને સ્વતઃજ પેદા કરે છે ત્યારે પાર્વતી પતિ જે શિવ તે ગણુપતિને સ્વપુત્ર કેવી રીતે જાણી શકે? અર્થાત તેણે સ્વપુત્ર જાણ્યોજ નહીં અને તેનું મસ્તક છેદી નાંખ્યું. પાછળથી જયારે તેને પાર્વતી પુત્ર તરીકે જાણ્યો ત્યારે તેના શીશ વગરના ધડ ઉપર હસ્તીનું મસ્તક કાપી લાવીને મુકયાનું પુરાણોમાં વર્ણુન કરેલું છે. કૈલાશસ્થ બ્રહ્મને પુત્ર શો? ને પત્નિ શી? તેણે સ્વતઃજ પુત્રાદિ પરિચ્છેદનું મસ્તકજ કાપી નાંખેલું છે. ને તેજ ધોરણે ગણુપતિનું મસ્તક કાપ્યાનું વિવેચન બરાબરજ છે. પરંતુ શક્તિને એ બધુંએ છે. તેથી પાર્વતીને પુત્ર જોઇએજ.

અને તેથીજ તેણે સ્વતઃજ પુત્ર પેદા કર્યો હતો. માટે શિવે શક્તિને શાન્તિ પમાડના પરમ જ્ઞાન દૃષ્ટિથી કૃપા કરી હસ્તીનું મસ્તક લાવી ગણપતીને ચોંટાડયું છે. હસ્તિ એ જ્ઞાન, ડહાપણ, ઇત્યાદિનું ચિન્હ છે. શિવ પાર્વતીનો કૈલાશમાં વિહાર થાય છે. ગણપતિ ઉત્પન્ન થાય છે. ગણપતિની શીદ્ધી અને બુદ્ધી, અષ્ટ મહાસીદ્ધિ, અને પરમ કૈવલ્યરૂપ બુદ્ધિ એજ તેની પત્ની હોવાનું પુરાણમાં વર્ણન છે. કુંડલિની નામક શક્તિ અને શિવનો યોગ થાય અર્થાત સમાધિ થાય ત્યારે યોગીઓને અષ્ટ શીધ્ધિ. અને બુદ્ધીની પ્રાપ્તી કરતાં પણ અધિકાનંદ થાય છે. અને તેની પરાકાષ્ટા થઇ પરમ કૈવલ્યરૂપ બુદ્ધિમય બની છેવટ પરમ શાન્ત પરમ જ્યોતિરૂપ પરમાનંદને પ્રાપ્ત થાય છે. શિવનો વાસ સ્મશાનમાં હોવાનું અને અંગે ભસ્મનો લેપ કરીને શરીરે સર્પ વિંટાળેલા હોવાનું પુરાણોમાં જણાવેલું છે. અગ્નિરૂપ પરમ મોક્ષદાતા શિવને શરીરે ભસ્મનું લેપન, સર્પનું વિંટાળવું અને સ્મશાનમાં એ પણ બરાબરજ છે. શિવને સર્પના મહાપ્રેમી ગણ્યા છે. સર્વ ધર્મમાં સર્પને અનંતતાનું, બુધ્ધિનું, દુષ્ટતાનુ, અને વક્રતાનું વિશેષણ લગાડવામાં આવેલું છે. સર્પને બુધ્ધમાં, દુષ્ટતામા, વક્રતામાં, અનંતતામાં, મહાન ગણવામાં આવેલો છે. શેષને અનંતરૂપે આપણે આગળ જોઈ ગયા છઇએ.

વાસુકાદિ સર્પને પાતાળમાં વસનારા, પરમ બુદ્ધિમાન, ને દયાદ્ર ભાવવાળા હોવાનું પુરાણોમાં જણાવેલું છે. સર્પનાં મસ્તકમાં બુદ્ધિની પરાકાષ્ટા સૂચવનારજ મણી છે. જે સર્વપ્રદ, સર્વ પ્રકાશક મણિ તે સર્પને માથે છે. પરમ જ્ઞાનનુંજ એ દર્શક હોઇ ફળ છે. સર્પ કાંચળી ઉતારી નવો અવતાર ધરે છે. એ જ્ઞાનથી દેહાધ્યાસતજી બ્રહ્મ થનાર મહાત્માપદનો સૂચક છે. નાગ એટલે મહાત્મા માનવાનો પણ શિષ્ટાચાર છે. ને તે ધોરણે પણ નાગ માત્ર પવિત્ર તથા પૂજ્ય ગણાયા છે. પિતૃના પ્રેત પણ નાગરૂપે મનાય છે.* તો પછી હવે શિવ જે જ્ઞાન અને અગ્નિ સ્વરૂપ હોઇ અનંત છે. તેને જ્ઞાન અને અગ્નિ સ્વરૂપના દર્શક અને અનંતતાદર્શક લાંબા એવા નાગનું આભૂષણ હોય એમાં આશ્ચર્ય શું છે? સર્પનું વક્રતા તથા દુષ્ટતાપણું. કાળી નાગના આખ્યાનમાં પ્રસિધ્ધજ છે. એટલુંજ નહીં પણ વાંચકોએ સુધ્ધાંત નજરે જોઈ અનભવેલું હશેજ. શિવે હળાહળ વિષપાન કર્યાનું પુરાણમાં વર્ણન છે. પરમ કૈવલ્યમય શિવ હળાહળ તો શું પણ અગ્નિ પીએ તોએ તેમને શું

---

* નાગનો યથાર્થ અર્થ ન સમજનારા નાગડા સાધુ તે નાગા થઇને ફરવામાંજ નાગપણું માને છે. નાગનું હૃદય ભક્ષણ કરવાથી પરમ જ્ઞાન પ્રાપ્ત થાય છે એ વાતને અન્યથા સમઝતાં કોઇ ઇસ્લામી પંથવાળા (ઘણું કરીને વાહાબીઓ) સર્પનુંજ ભક્ષણ કરે છે.

થાય ? યાહુદી અને ક્રિશ્ચીયન ધર્મમાં ભ્રષ્ટ કરનારને શેતાન ગણી સર્પ રૂપમાં માનેલો છે. તેમ છતાં પણ આદમ એટલે મનુષ્યને પરમજ્ઞાનરૂપી વૃક્ષનું ફળ ચાખવાની બુધ્ધી પ્રેરનાર પણ સર્પજ ગણેલો છે.* શિવનું બીજું રૂપ રૂદ્ર મહાક્રોધી હોઈ સર્વ નાશકારક સ્વભાવવાળા ચિત્રાયલા છે. જ્યારે સર્પની દુષ્ટતા પણ સંહારકજ નિવડે છે. શિવને મારૂં ને તારૂં, પારકું ને પોતીકું કાંઇ નથી. તેમ સર્પને પણ કાંઇ નથી. સર્પ જ્યારે જન્મે છે ત્યારે ભુખના આવેશમાં સર્પની મા સર્પનુંજ ભક્ષણ કરી ક્ષુધા તૃપ્તી કરે છે. તેમાંથી બળ પૂર્વક નાશી જનાર સર્પનું બચ્ચુંજ ફક્ત જીવે છે. શિવનું બીજુ રૂપ રૂદ્ર અને સર્પ એ બેના ગુણ દોષની સામ્યતા બરાબરજ છે. સર્પના સદગુણની સામ્યતા રૂદ્રના શાન્ત ને જ્ઞાનમય રૂપ શિવની સાથે મેળવતાં બરાબર છે. એમ સર્પ ભુષિત શિવ તેજ જ્ઞાનમય, સર્વપ્રદ, સંસાર ધ્વંશ કર્તા ગણાય એ બરાબરજ છે. રામાયણમાં આકાશમાંથી પડતી ગંગાને શિવે માથાં ઉપર ઝીલ્યાનું લખેલું છે. શિવની જટાને કપર્દ પણ કહે છે. તે અગ્નિ શિખાનીજ વાચક છે. વેદમાં અગ્નિ શિખાના વાચક તરીકે કપર્દ શબ્દ પણ વપરાયલો છે. સમુદ્ર મંથનમાંનો દધિ સમુદ્ર તેજ સ્વર્ગ ગંગા છે. આકાશમાં દૃષ્ટીગોચર થતી આકાશ ગંગા એ સૃષ્ટી ધાતુનો

---

* જુઓ બાઇબલ

ભંડાર છે. એ સૃષ્ટિ રૂપે વિસ્તરે તે તેનો પ્રવાહ છે. એ પ્રવાહને પૃથ્વી આદિ ગ્રહો તરફ પડવાનું છે. ગંગા સ્વર્ગમાંથી પડે છે. એ રીતે તેને પડતાં ઝીલી, સ્થીર કરી દૃઢતા આપનાર સ્થુલ રૂપે ઝમાવનાર અગ્નિજ છે. ગંગા જે સ્વર્ગમાંથી પડી તે શિવની જટામાંજ લપટાઇ ગઇ અર્થાત સમાઇ ગઈ. અને મહા કષ્ટે બહાર પડી એમ જણાવેલું છે તે પણ બરાબરજ છે. પૃથ્વી, અંતરિક્ષ, ને આકાશ, આ ત્રણ લોકને વિષ્ટંભ કરનાર આધાર રૂપ સૂર્ય છે. સૂર્ય તેજ ત્રિવિષ્ટપ છે સ્વર્ગ છે. અને ત્યાંથીજ ગંગાનું પડવાનું થાય છે. આપણે રોજનો કુદરતી કાર્યક્રમ જોઇશું તો સૂર્યની ઉષ્ણુતાને લીધેજ પાણીની વરાળ થઇ ઊંચે આકાશમાં જાય છે. અન્યથા અગ્નિના સાધનો વડે પણ પાણીની વરાળ થઈ આકાશમાંજ જાય છે. સૂર્યની ગતિજ વરાળરૂપ પાણીને પોતાના તરફ ખેંચે છે અને પુનઃ ચોમાસાંની મોસમમાં વરસાદ રૂપે અને શિયાળામાં ઝાકળ અને ધુમ્મસરૂપે પાણી પૃથ્વી ઉપર પડે છે. આ સર્વ ક્રિયાની મુળ કેંદ્રસ્થાન સૂર્યજ છે. હાલની પૃથ્વી સૂર્યદ્વારાજ પ્રાણુવતી છે. સૂર્યસ્થાન એજ સ્વર્ગ છે એ આપણે આગળ જોઈ ગયા છઈએ. શિવ અગ્નિ સ્વરૂપ હોવાથી શિવોપાસક સાધુઓમાંથી કેટલાક સાધુઓ છાણાં અને અડાયાં લાવી તેની ઢગલીઓ કરીને ચારે બાજુએ રાખે છે અને પછી સળગાવીને પોતે ધુણીઓની વચ્ચેના

કોરા રાખેલા જમીનના ભાગમાં બેસે છે, અને મસ્તક ઉપર સૂર્યનો પ્રખર તાપ તપતો હોય તે તાપ ઝીલે છે. માથે સૂર્યનો તાપ અને આજુબાજુ છાણાં વિગેરેની અસંખ્ય ધુણીઓ કરીને સળગાવેલી હોય છે તેનો તાપ તાપવાની ક્રિયા સાધુઓ કરે છે. આ પણ એક જાતના સ્થુલ ધર્મ માર્ગની સ્થુલ ભકિત છે. જેમ વિષ્ણુના અવતાર છે તેમ શિવના નથી. પરંતુ તેના રૂપાંતરો થયલાં છે. જ્ઞાનરૂપ અગ્નિમય શિવ તરીકે ઉન્નત જ્ઞાનને પ્રાપ્ત થયલા યોગિઓ જુએ છે. ત્યારે સર્વભક્ષી ભયાનક રૂદ્રરૂપને ભૈરવ તરીકે ઉન્નત જ્ઞાનને પ્રાપ્ત થયલા નહીં હોય એવા યોગીઓ જુવે છે. અર્થાત જ્ઞાનરૂપ અગ્નિમય શિવ ને સર્વભક્ષી ભયાનક રૂદ્રરૂપ ભૈરવ નામ અપાયું. જેમ કેવળ જ્ઞાન પરાયણ યોગિઓ શિવને નમે છે, તેમ ઉગ્ર સ્થુલ યોગ સાધનારા ભૈરવને ઉપાસે છે. અગ્નિ એજ સર્વ રહસ્યનું રહસ્ય છે. સર્વવ્યાપી સર્વ રૂપ આકાશ તત્વનું એક ભૌતિક પ્રતિબિંબ છે. એને બરાબર ચલાવતાં આવડયેથી બધું બને છે. યોગિઓ જે શિવને ઉપાસી મોક્ષ મેળવે છે તેજ શિવને ઉપાસવાથી ઐહિક સુખ સહજ સાધ્ય થઇ શકે છે. વેદાંતવાળાઓ જેને વાચ, ન્યાયવાળાઓ ઇચ્છા, જ્ઞાન કે ક્રિયા તથા યોગવાળાઓ કુંડલિની ને સાંખ્યવાળાઓ પ્રકૃતિ કહે છે તેજ શકિત. શકિત અને શકિતનો ધરનાર અર્થાત

ધારણ કરનાર ઉભય ભિન્ન નથી. આધાર અને આધેય એકજ છે જુદાં નથી. શકિતથી પુરૂષ છે, અને પુરૂષથી શકિત છે. એ અનન્યત્વ બતાવવાનેજ ત્રિમૂર્તિમાં પણ બ્રહ્માની સાવિત્રી, વિષ્ણુની લક્ષ્મી, અને શિવની પાર્વતી. એ પ્રમાણે શકિતઓ સ્પષ્ટ કરી બતાવી છે. બ્રહ્માંડમાં પ્રાણી માત્રમાં એજ પ્રમાણે નર અને નારિ એવા જોડલાં ઇશ્વરે બનાવેલાં છે. પરંતુ યોગ પરાયણ સિદ્ધ માત્રનાજ અભિલાષી યોગીઓ શકિત માત્રનેજ પ્રાધાન્ય આપી તે પૈકી કેટલાકો શાકત થાય છે. એઓની તકરારોમાંથી બહુ સંપ્રદાયો થયલા છે. છેક કનિષ્ઠ વર્ગના કે જેઓનું કર્તવ્ય હલકા પ્રકારની લાવણીઓ ગાવામાંજ સમાયલું છે. તેઓ પણ બે મત માને છે. તેમાં કલગીવાળાઓ શાકત પંથના છે, અને તુરાવાળાઓ શૈવ પંથના છે. એઓનો હેતુ શકિતની ઉપાસનાથી કોઇ પણ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરવાનો હોય છે. વેદાનુસાર જેટલી શક્તિ પૂંજા છે તેટલી દક્ષિણ માર્ગમાં ગણાય છે. બાકીની બધી પૂંજાઓ વામ માર્ગમાં ગણાય છે. મુખ્ય તંત્રોક્ત શક્તિ ઉપર કહી તે ત્રણ છે. એ દરેકમાંથી બીજી ત્રણ ત્રણ પ્રકારની કળાઓ ઉદભવે છે, યાને એ દરેકના ત્રણ ત્રણ પ્રકાર પાડવામાં આવેલા છે. એ પ્રકાર તે અંશ, કલા, અને કલાંશ છે. સાધારણ રીતે ગંગા, કાલી, તુલશી, મનસા, ઇત્યાદિ અંશ

ગણાય છે. અને સ્વાહા, સ્વધા, દક્ષિણા, પુષ્ટિ, તુષ્ટિ, દિતિ, અદિતિ ઇત્યાદિ કલા છે. અને સ્ત્રી માત્ર તે કલાંશ છે. સર્વ પ્રસિદ્ધ સપ્તશતીમાં या शक्तिः सर्व भूतेषु...ઇત્યાદિથી શક્તિની સર્વ રૂપતા વર્ણવેલી છે. શક્તિ અર્થાત પરમ જ્ઞાનમય પરાશકિતજ છે. અને તે તિમિરમય, જડરૂપ, અજ્ઞાનમય રાક્ષસોને હણનારી હોય એમાં પણ આશ્ચર્ય ક્યાં છે? જ્ઞાનમય પરાશક્તિનો ઉદ્દભવ થતાંની સાથેજ તિમિરમય જડરૂપ અજ્ઞાન સ્વયંજ નાશ પામે છે. શકિતનો આધ્યાત્મિક ભાવ છોડીને કેટલાકો સ્થુલ રૂપને વળગીને વામમાર્ગી થયા છે. વામ માર્ગમાં શકિતને ઉપાસનારાઓ શિવને ભૈરવના રૂપમાં ભજે છે. ભૈરવની શકિતઓ કાલી, કરાલી, ભૈરવી, ઇત્યાદિ છે. અને એ નામો વેદમાં અગ્નિની શિખાને લગાડેલાં છે. એ અગ્નિની ત્રિપ્રકાર પૂજામાંથી ત્રિરૂપ અગ્નિ વાચક ત્રિશુળ તે શિવ શક્તિનું સૂચક ગણવામાં આવેલું છે. એજ અગ્નિને રૂપાંતર આપી ભૈરવ ગણ્યો ત્યારે કાલી, કરાલી, ભૈરવી, ઈત્યાદિ, શક્તિરૂપે પૂજાઈ. એમાંથી વધારો થતાં થતાં ભવાની, અંબા, બહુચરા, ઇત્યાદિ માતાઓ નામની પૂજાતી તમામ દેવીઓ જન્મેલી છે. કૌલાચાર મતવાળા એમ માને છે કે વેદ કરતાં પણ વૈષ્ણવ મત સારો છે. અને વૈષ્ણવના કરતાં પણ શૈવ મત સારો છે. શૈવ માર્ગમાં

પણ દક્ષિણ માર્ગ સારો છે. દક્ષિણથી પણ વામ માર્ગ વધારે સારો છે. અને વામ માર્ગમાં કૌલ મત સારો છે. કૌલાચારનું વર્ણન શરમ આવે એટલું બધું ખરાબ મનાયલું છે. જેને માંસ, મદ્ય, મૈથુનાદિમાં પ્રવર્તવું હોય તેને માટે ધર્મનો સ્વાંગ ધારણ કરીને પોતાની અધમાધમ વાસનાની તૃપ્તી કરી સ્વછંદમાં વિહરવાનો આ એક માર્ગ છે. એટલુંજ નહીં પણ ધર્મના બહાના હેઠળ આવી સ્વછંદતા ચાલે એ સમાજની અંધશ્રદ્ધા, અજ્ઞાનતા, ને ધર્મ પ્રત્યેનું બેદરકારીપણું એ પ્રત્યક્ષ આગળ આવે છે. આવું આવું કરવા છતાં તેને ધર્મ માની લેવામાં આવે એ આપણી ધર્મ પ્રતિની અજ્ઞાનતાની પરાકાષ્ટા છે. આવી અધોગતિએ પામવા છતાં હુમે આર્ય છઈએ અને યવન, મલેચ્છાદિ લોકો હમારાથી અધમ છે એવી ધર્માંધતા માન્ય રાખવી એ મનુષ્ય જાતની બુદ્ધિને લજ્જાસ્પદ વાત છે. કેટલાકો સ્મશાનમાં જઈને પ્રેતાદિ સાધે છે. અને તે માટે શબાદિનો ઉપયોગ તંત્રોકત રીતિએ કરે છે. વળી ધર્મના બહાના હેઠળ કહો કે ધર્મની અજ્ઞાનતાને લીધે અંધશ્રધ્ધાને લીધે કહો, ગમે તેમ માનો પરંતુ ભૈરવ તેમ ભૈરવીનું શ્રી ચક્ર બને છે. સ્ત્રીને નગ્ન કરીને તેની પૂંજા કરવામાં આવે છે. પુરૂષ ભૈરવ કે વીર ગણાય અને સ્ત્રી બધી ભૈરવી ગણાય. ભૈરવી તંત્રમાં વર્ણ, જાતિ, બધું

રદ ગણાય છે. સાંભળવામાં આવતા અઘોરી પણ વામી ભૈરવનાજ ઉપાસક હોય છે. બીજલીયા, કાંચલીયા, માર્ગી, ઇત્યાદિ પંથવાળા પણ કાંઇક અંશમાં વામાચારજ પાળે છે. જેમ અજ્ઞાનતા વિશેષ તે ધર્મ પણ વિકૃતિ વધારે પામે છે. વિકૃતિ પામેલો ધર્મ તેના પોષક અર્થાત શેવકનેજ હાનિ પહોંચાડે છે. આપણે ત્યાં પણ એમજ જણાય છે. હવે અસુરોનો દેવ પણ શિવ–ભૈરવજ છે એ સહજ અને સ્પષ્ટ જણાય છે. શિવની પૂંજા લિંગરૂપે અને શક્તિની પૂંજાઓ નિરૂપે કરવાનો સંપ્રદાય છે. શિવાલયના દેવળમાંના લિંગ અને પિંડી એ શિવ શક્તિનું ચિન્હ છે. લિંગયોનિ એ ચિન્હ બહુજ પ્રાચિન છે. અને એ સર્વ ધર્મમાં પ્રચલિત હશે એવું અનુમાન જાય છે. ધર્મ વિચારનો ક્રમ મૂળ આર્યાવૃર્તમાં, ત્યાંથી ખાલ્ડીયામાં, ત્યાંથી મીસર ત્યાંથી ગ્રીસ, અને યુરોપ આદિમાં થયલો છે. મીસર, ધર્મમાં તેમજ ખાલ્ડીયાના ( એટલે બાબિલન, આસિરિઆના ) ધર્મમાં લિંગ યોનિનું ચિન્હ છે. અનાદિ અવ્યાકૃત સતને અનંત ચક્રરૂપે બધા ધર્મો ચિન્હીત કરે છે. એ ચક્રનો પરિઘ કહીંએ નથી. મધ્ય બિંદુ બધે છે. ભૂમિતિના સિધ્ધાંતથી આ ઉલટીજ વાત છે. એમાં એક બિંદુ ( વાચ ) બંધાઇ ઇશ્વરાદિ ક્રમે સૃષ્ટી વિસ્તરેલી છે. આ ⊙ ચિન્હ સતમાંથી સૃષ્ટી સર્ગનો આરંભ થયાનું

સૂચક છે. તેમજ મધ્ય બિંદુ સહીત વર્તુળ તે યોનિ. અને એજ સૃષ્ટિની ઉત્પત્તીનું સ્થાન જ્યારે એ બિંદુ એક લીટીનું રૂપ (–) ધારણ કરે છે, ત્યારે તે લિંગરૂપ થાય છે. અર્થાત અવ્યાકૃત મહાયોનિમાં સ્પુરણ દ્વારા ઉત્પાદન કરનાર થાય છે. જ્યારે એ લીટીં ઉભય રૂપે (+) થઈ જાય છે ત્યારે જડ અને ચૈતન્યનો જુદો સ્વભાવ બંધાઈ તેમના અનન્ય યોગથી સૃષ્ટી થાય છે. એમ અર્થ સ્પુરણ થાય છે. અને પરિચ્છેદાત્મક વસ્તુરૂપ જગત સંભવે છે. માટે ચક્રનો પરિઘ દુર થઇ આવું (+) જે અવશિષ્ટ રૂપ તે આ બધા અર્થનું સૂચક થાય છે. એને મીસર ધર્મમાં ટૌકરીને કહે છે. ક્રીશ્ચીયન ધર્મમાં ક્રોશ કહે છે. આપણે અહીયાં સાંથીયા રૂપે ( સ્વસ્તીકાકારે 卐 ) પુંજીએ છઈએ.* ઉભી લીંટી તે પુરૂષરૂપ ચેતન અને આડી

---

* આમ 卐 જે પાંખો કહાડીએ છીએ તે એમ સૂચવવાને કે મુળમાંના જડ અને ચૈતન્ય જુદાં પડયાં છતાં હજુ સૃષ્ટી સર્ગ માટે ગતિમાન છે. અને અવ્યાકૃત સતનું બિંદુ સર્વ સ્થળે છતાં પરિઘ કહીંએ નથી. સૃષ્ટી સર્ગના ચિન્હને વિચારો તો લિંટી લિંગ સૂચક અને મીંડું યોનિસૂચક છે. જે લીંગસૂચક ચિન્હ છે તે લીટી અને યોનિસૂચક મીંડાને પૃથક કરતાં ૧૦ આમ પણ લખી શકાય. એજ દશ. સૃષ્ટી ક્રમમાં માટેજ અવતાર પણ દશ. દશ એ પરિપૂર્ણ સંખ્યા છે.

લીંટી તે જડ છે. આ બેનો યોગ સ્વસ્તિક છે. યથાર્થ રીતે સમઝાય અને પૂંજાય તો સ્વસ્તિ (કલ્યાણ) નો કર્તા છે. + જડ ચૈતન્ય ઉભયાત્મક પુરૂષને શકિતનાજ યોગથી સ્વતઃજ સૃષ્ટિ સર્ગ થાય છે. અને એનું પ્રત્યક્ષ સ્વરૂપ જગતમાંનાં સ્ત્રી અને પુરૂષ પોતેજ છે. શિવ શકિતને બદલે પ્રતિકરૂપે આપણુંમાંજ નહિં પણ સર્વ ધર્મમાં પૂંજાયા છે. દક્ષિણ માર્ગમાંથી આધ્યાત્મિક અર્થ સમઝનારને મોક્ષ મળી શકે છે. વામ માર્ગમાંથી ન સમઝી મદ્ય મૈથુન રૂપેજ સમઝી સ્વચ્છંદાચારોને નર્કજ મળે છે. લિંગ યોનિની પૂંજા પ્રાચીનજ છે. આ શિવલિંગ પૂંજા યથાયોગ્ય રીતે સમઝાય અને પળાય તો મોક્ષદાતા થઇ પડે એવી છે. બ્રહ્મજ્ઞાનરૂપી વારૂણી ખરે યોગ્ય માર્ગે પીવાય "पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भुतले पुनरुत्थाय वै पीत्वा, पुनर्जन्म न विद्यते" તો મોક્ષ મળે. પરંતુ વારૂણી માત્રજ પીવાય ને ભૂમિ ઉપર આળોટાય ત્યારે શું મળે તે સમઝવું સહેલજ છે. પ્રાણીઓમાં આપણે જોઇશું તો નર અને નારી એમ બે વર્ગ જણાય છે. નર પુરૂષત્વહીન અને નારી સ્રીતત્વહીન હોય તો તેઓનું હોવાપણું અન્યથા હોઇ શુનકારમય છે.

---

+ ક્રિશ્ચયનોએ ક્રોસ ઉપર મનુષ્યાકૃતિ વળગાડી સ્પષ્ટતા કરેલી છે. એ ક્રોસજ મનુષ્ય ઉત્પત્તિનું ચિન્હ છે. તેમજ એજ ક્રોસ ઉપર મારેલો ક્રાઇસ્ટ.

આમ હોય ત્યારે તેઓનું જીવન નિરસ થઇ નિરૂપયોગી લાગે છે. જે પ્રાણી એ તત્વહીન હોય તે સંસારમાં પણ નકામુંજ ગણાયલું છે. અને તેઓ પોતાની આખી જીંદગી અંતરાત્મા સાથે બળાપો કરીને દુઃખરૂપેજ પુરી કરે એવું અનુમાન જાય છે. જીવન શું ચીજ છે? આપણાં આગમનનું ફળ શું? એવા વિચારો ન થતાં ફકત ખાનપાનમાંજ મશગુલ રહેનારની જીંદગી પુરૂષ યા તો સ્ત્રી તત્વથી હીન હોવા છતાં આનંદીત રહેતી હોય તો તેઓ જાણે કે નિદાન પ્રભુ જાણે. સંસારમાં હીજડા અને પાવૈઓના દર્શન થાય છે તેઓ સુખી હોય છે કે દુઃખી તે વાત પણ તેઓજ જાણી શકે કેમકે તેનો અનુભવ તેઓનેજ હોય છે. પરંતુ તેઓના મોઢાં ને શરીર જોતાં મોઢાં ઉલ્લાશ વગરનાં અને નિસ્તેજ હોઇ બળેલાં જેવાં જણાય છે. જ્યારે શરીર પણ જોઇએ તેવું દ્રઢ અને સુંદર દેખાતું નથી. આ ઉપરથી તેઓ પોતાના જીવ સાથે સુખી હોઇ આનંદીત રહેતા હોય એવું અનુમાન જતું નથી. જ્યારે ઉલટ સ્ત્રી અને પુરૂષ તત્વવાળાં પ્રાણીઓ સંસારમાં ગમે તેવાં મહાન કષ્ટો પડે, ગમે તેવી ગરીબાઇ હોય, છતાં પણ પ્રજોત્પત્તી કરી કુટુમ્બ કબીલારૂપ વાડી બનાવે છે. પોતાના બાળકોનાં નિર્દોષ મુખડાં અને કાલી મધુરી વાણીઓ સાંભળી મહાન દુઃખ પણ ઘડીભરને માટે ભુલી જઇ અનંત ઉત્સાહી ને

આનંદીત બને છે. બાળબચ્ચાંનો અપૂર્વ આનંદ ઘડીભર સ્વર્ગને પણ ભુલાવે છે. બાળબચ્ચાં હીન પ્રાણીઓને આ અનુભવ આવવો અશક્ય છે. પશુ પંખી ને જાનવરોના સંતાનો પોતાનાં માબાપનું ભરણ પોષણ કરતાં હોતાં નથી. પ્રજા તરફનું કાંઈ પણ પ્રકારનું તેઓને સુખ હોતું નથી. છતાં પોતાનાં બચ્ચાંઓ ઉપરનો તેઓનો પ્યાર કેટલો બધો અદ્દભુત હોય છે એ તો દરેક માનવીએ અનુભવ્યું હશેજ. સૃષ્ટીમાં જે કાંઇ અવનવાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જુદી જુદી તરેહની મોજમજાહો દેખાય છે. અને આનંદનો જે કોલાહલ મચી રહેલો જણાય છે તે બધો પુરૂષત્વ અને સ્રી તત્વવાળાં પ્રાણીઓએજ પ્રજા ઉત્પન્ન કરવાને લીધે થયેલો હોય છે. એજ પુરૂષત્વ અને સ્રીતત્વનો પ્રતાપ છે. પુરૂષત્વ અને સ્રીતત્વહીન જો પ્રાણીઓ હોત તો પ્રથમ પેદાજ થાત નહીં. છતાં અકસ્માત પેદા થયાં હોત તો પણ નવાં પ્રાણીઓ પેદા ન થવાને લીધે આખી પૃથ્વી તો શું પણ આખું બ્રહ્માંડ સ્મશાનરૂપ બની ગયું હોત. જ્યારે બધુંજ સ્મશાનરૂપ બને તો પછી દ્રશ્ય શું રહે. અને દ્રષ્ટા પણ કોણ રહે? અને આનંદ પણ ક્યાંથી હોત? પિંડમાં પુરૂષત્વ પ્રદર્શિત કરવાનું સાધન લિંગ અને સ્રીતત્વ પ્રદર્શિત કરવાનું સાધન સ્રીની યોનિ છે. જે વડે આ સકળ સંસાર છે,

આગળ વધતાં સકળ બ્રહ્માંડ હયાત છે, ને જે અવનવા આનંદ, ઉપભોગ ને ઉલ્લાશ થઈ અપૂર્વ કોલાહલ મચી રહી, પ્રાણીઓ સંપૂર્ણ આનંદ સાગરમાં ડુલી રહ્યાં છે તે લિંગ ને યોનિનાજ પ્રતાપ છે. તો પછી તેને સ્થુળરૂપમાં શંકર ને પાર્વતી તરીકે પૂંજવામાં આવે તેમાં ખોટું પણ શું છે ? શંકર એટલે આનંદ કરનાર અને તેની આકૃતિ લિંગ સદશ રાખવામાં આવી તેમાં પણ શું ખોટું કર્યું છે ? શિવલિંગ પૂંજામાં શિવની પિંડી કે જેની આકૃતિ એક લાંબા પત્થર જેવી છે અને તેની પાછળ એક વર્તુલરૂપ આકૃતિ રાખેલી છે કે જેની તુલના યોનિ બરાબર કરી શકાય છે, અને તેનો યોનિમાં સમાવેશ કરવામાં આવેલો છે. આ પૈકી તેના પરિઘ શિવાયનો અર્થાત પિંડી શિવાયનો એક લાંબો પથ્થરજ પૂંજવામાં આવે તો તેનું કાંઈ પણ ફળ નથી એમ ધર્માવલંબીઓ માને છે, તે પણ બરાબરજ છે. કેમકે સંસારમાં એકલો પુરૂષ સ્ત્રી શિવાય પ્રજોત્પત્તી કરવા સમર્થ નથી. બ્રહ્માંડની રચનામાં પણ માયારૂપ વર્તુલ શિવાય સ્વયં એકલો પરમાત્મા બ્રહ્માંડ રચી શકવા માટે અસમર્થજ છે. પુરૂષ અને પ્રકૃતિ બ્રહ્માંડની રચનામાં મુખ્ય છે. પ્રકૃતિ શીવાય પુરૂષ નકામો છે. ને પુરૂષ શિવાય પ્રકૃતિ નકામી છે. બન્ને અનાદિ છે. કેટલાક ધર્મશાસ્ત્રકારોએ પ્રકૃતિને અનાદિ માની છે, ને

કેટલાકે પુરૂષને અનાદિ માન્યા છે. વસ્તુતઃ બન્નેજ અનાદિ છે, બન્ને એકજ પદાર્થની બે બાજુ સમાન છે, બન્નેની મહત્તા સમાનજ છે, એમ ઘડીભર માની લઇએ તો પણ ખોટું નથી. પાર્વતી કોઇક વખત રીશાઇ જઈ છુપાઇ જાય છે અને શંકર ગાંડા થઇ જાય છે એવું કેટલેક સ્થળે વિવેચન છે તે પણ બરાબરજ છે. સંસારમાં નારી નરથી દુર થઇ જાય, અર્થાત વિરક્ત થઇ જાય, તો નર ગાંડો થઈ જાય છે, અર્થાત અસ્વસ્થ બની જાય છે. શંકરનું વાહન વૃષભ એટલે આખલાનું ઠરાવેલું છે. શંકરના દેવળે જતાં પ્રથમ જે પોઠીયો (વૃષભ) ગોઠવેલો હોય તેનાં વૃષણ (અંડ) ને હાથ પ્રથમ લગાડી બાદ શંકર અર્થાત શિવના દર્શન પૂંજન વિગેરે ક્રિયા કરવાનો સંપ્રદાય છે. એમ જો ન કરીએ એટલે પોઠીયાના વૃષણને હાથ ન લગાડીએ તો શિવનું દર્શન ને પૂંજન કર્યાનું ફળ મળતું નથી. એમાં પણ ખોટું શું છે? વિર્ય કે જે વૃષણમાં હોય છે તે જો ન હોય તો પુરૂષનું લિંગ પ્રજોત્પત્તી કરવા અસમર્થ હોવાના કારણે નિરૂપયોગી છે. શરીર શાસ્ત્ર જોતાં વિર્ય વૃષણમાં પેદા થઈ વિર્ય નળી વાટે વૃષણ રજ્જુમાં થઈ પેઢુમાં જાય છે. મુત્રાશય તળે દરેક બાજુએ અકેક વિર્યાશય છે. તેમાં તે પ્રવાહી એકઠું થાય છે. અને જરૂર હોય ત્યારે તે બહાર નીકળે છે. આ વૃષણનો નાશ થાય

કે તરતજ વિર્ય બનવાની ક્રિયા બંધ પડે છે. અને પ્રજોત્પત્તી માટે પ્રાણી અસમર્થ થાય છે. સંસારમાં દ્રષ્ટાંત તરીકે ખસી કરેલા બળદો અને ઘોડાઓ મોજુદ છે. જેમ માણુસ ઘોડા, ગધેડાં વિગેરે જાનવરો ઉપર બેસે છે તેવી રીતે બન્ને વૃષણ ઉપર લિંગ બેઠેલું હોય તેવી રીતે રહે છે. માણુસના શરીરમાં વૃષણ ન હોય અને હોય તેને કદાચ નાબુદ કરી દેવામાં આવે અર્થાત નાશ કરવામાં આવે તો લિંગ પ્રજોત્પત્તી માટે નાલાયક બની જાય છે. આજ ભાવ-દર્શક ધોરણે શિવના દેવળમાં જતાં તેના પોઠીયાના વૃષણને હાથ લગાડવામાં આવે એમાં ખોટું શું છે? આ વડે શંકર એટલે આનંદ થાય છે એ ભાવસૂચક હાથ લગાડવાની ક્રિયા છે. એટલુંજ નહીં પણ સર્વ બ્રહ્માંડ આ વડેજ હયાતિ ભોગવે છે એવા હેતુદર્શક વૃષણને હાથ લગાડવાની ક્રિયા હોવાનું જણાય છે. એ ક્રિયા કર્યા વગર શિવની કરેલી પૂંજા નિષ્ફળ જાય છે. તેમ પિંડમાં પણ વૃષણ શિવાય શિષ્ન નિરૂપયોગીજ છે. પ્રાણીઓના જીવતરનું ફળ કહો, આનંદ કહો, સંસારરૂપ બગીચામાં થતો કલ્લોલકારી આનંદ ધ્વની કહો, જે કહો તે સર્વ વૃષણ અને તે વડે શિશ્ન, અને સ્રીની યોનિ એ વડેજ છે. શિવના દેવાલયમાં પણ વૃષણરૂપી વૃષભ, શિષ્નરૂપી શિવલિંગ, ને સ્રીની યોનિરૂપી શિવ પાછળ વિંટાયલી પિંડી છે. એના યુક્તિ-

પુરસર નિયમસર સેવનથી આનંદ, આનંદ, ને આનંદજ વર્તી રહે છે. અનંત શેવનથી અર્થાત અતિ વિષયી થવાથી જાત જાતના ઉપદંશના વ્યાધિઓ વિસ્ફોટક, ટાંકી, પ્રમેહ, વૃષણ વૃધ્ધી વિગેરે થઈ દીર્ધાયુષ્યનો નાશ કરી અકાળે મરણ શરણ કરે છે. ક્ષય જેવા અસાધ્ય રોગના મુળનું નિદાન પણ એજ છે. અગ્નિ જેમ બાળે છે તેમ આ વ્યાધિઓ પ્રાણીઓને બળ્યા બળ્યા કરી મુકી રૂદન સુધ્ધાંત કરાવે છે. અકાળે મર્ણ થવાથી સગાં સ્નેહીઓને પણ રૂદન કરવું પડે છે. શિષ્નનો નિયમપુર્વક ઉપયોગ શંકર એટલે આનંદ કરનારો થાય છે. અને અતિશય સેવન કરવાથી શંકરનું પ્રતિરૂપ રૂદ્ર એટલે રૂદન કરાવનાર બની જાય છે. પારારૂપ વિર્ય પાર્વતી સદૃશાજ છે. શિવ જેમ અગ્નિસ્વરૂપ તેમ તેની સ્ત્રી પાર્વતી પણ અગ્નિસ્વરૂપજ ગણાયલી છે. તેજ ધોરણે વિર્ય પણ વિદ્યુત જેવી શક્તિવાળું હોઇ જેની અંદર ઉષ્ણતાના ગુણો રહેલા છે. તે ધોરણે એને પણ અગ્નિનું શાન્ત ને સોમ્ય સ્વરૂપ માની લેવામાં આવે તો કાંઇ પણ ખોટું કહેવાશે નહીં. પારારૂપ વિર્યને પાર્વતી તે શિષ્નરૂપ શંકરના સંસર્ગમાં જયાં સુધી રહે છે, ત્યાં સુધી અગાધ શક્તિ રહે છે. શિષ્ન પણ પ્રબળ ને મહોન્મત્ત રહે છે. શિષ્નથી વિર્ય જુદું પડે અર્થાત બહાર નીકળી જાય કે તરતજ શિષ્ન શીથીલ થઇ જાય છે. પાર્વતી છુપાઇ જાય છે

કે મહાદેવ અસ્વસ્થ બની જાય છે તે પણ બરાબરજ છે. ને જ્યારે પાર્વતી જતી રહે ત્યારે ગાંડા બની જઇ અત્યંત દુઃખી થઇ જાય છે. પ્રાણીઓનું વિર્ય જો છુપાઇ જાય એટલે પ્રયત્ન કરતાં પણ જોવામાં ન આવે અર્થાત બહાર નહીં નીકળે, બલકે પ્રાણી પુરૂષત્વ હીન થઇ જાય તો તેને આખી જીંદગી સુધી ચેન પડતું નથી. અને તે ગાંડા જેવોજ રહે છે. વિર્ય હોવા છતાં જ્યારે તેના અતિશેવનથી નાશ થઇ જાય છે, ત્યારે તે દુઃખી જેવોજ દેખાય છે. તેનાથી અને રોગથી બે પ્રકારે દુઃખી થાય છે. એકજ વખતનું વિર્યનું બહાર પડવું તેજ મનુષ્યને શિથીલ કરવાને બસ છે. તો પછી અતિશય વિષયનું શેવન કરનારાના હાલ હવાલ થઇ મર્ણ શય્યા ઉપર પોઢે એમાં અજાયબી જેવું શું છે? યોગી લોકોના યોગ ચક્રમાં શિવનું અનાહુત ચક્ર ગણેલું હોઈ તેનું સ્થાન હ્રદયને ગણેલું છે. એની આકૃતિ દવાદશદલપદ્મ ગણી રંગ લીલો અને તત્વ વાયુનું જણાવેલું છે. સંસારમાં કોઈ પણ ક્રિયા કરવાને માટે પ્રથમ હ્રદયમાં વિચાર સ્પુરે છે. કામ એટલે વિષય પણ વાયુરૂપજ છે. વિચાર થતાંજ શરીરના રગેરગમાં કામ વ્યાપ્ત થઈ જાય છે. એજ પ્રમાણે શિવની પણ વ્યાપકતા ગણાયલી છે. હવે એના પરિવાર વિશે વિચારીએ. એના પુત્ર ગણપતિને જોશું તો દરેક કાર્યમાં ગણપતિની પ્રથમ પૂંજા

કરવાનો રિવાજ છે. યોગી લોકોએ માનેલાં યોગ ચક્રમાં જોઈશું તો ગણપતિનું સ્થાન ગુદા, ચક્ર આધાર, આકૃતિ ચારદલપદ્મ, રંગ : પીળો, ને તત્વ પૃથ્વીનું જણાવેલું છે. માનવજાતે પ્રાતઃકાળમાં શય્યામાંથી ઉઠતાંની સાથેજ મળ મુત્રનો ત્યાગ કરવો જોઇએ. મળનો ત્યાગ કરતી વખતે અર્થાત દિશાએ જઇએ ત્યારે પીળા રંગવાળું અને પૃથ્વી તત્વવાળું મળ બહાર નીકળે છે. એ મળ જો બહાર ન નીકળે તો એજ મળ જીવન શકિતનો સંહાર કરવાનું કાર્ય કરવા માંડે છે. જો આપણે સહવારના પહોરમાં ઉઠતાંની સાથેજ દિશાએ ન જઇએ અર્થાત મળ ત્યાગની વીધી ન કરીએ અને જમણ જમ્યા પછી મળ ત્યાગ કરવાનો વહિવટ રાખીએ તો તેથી પણ રોગ ઉત્પન્ન થાય છે. માણસ જાતને આતો ચોખ્ખોજ અનુભવ થયો હશે કે પ્રાતઃકાળ દિશા જઈ આવીએ છઇએ અને ત્યાર બાદ દંત ધાવન અને સ્નાન ભોજન વિગેરે કરીએ છઇએ ત્યારે દિવસ આનંદમયજ લાગે છે. અને સર્વ ક્રિયા કરી રહીએ અને ભોજન પણ જમી લઇએ છતાં પણ દિશાએ ન જવાયું હોય તો મન પ્રફુલ્લીત રહેતું નથી. એટલુંજ નહીં પણ આખો દિવસ અસ્વસ્થ પણામાં પસાર થઈ, આરોગ્ય પણ કચવાઇ ગયું હોય એવી બેચેની અંતઃકર્ણમાં રહે છે. માણસ જાત સહવારના પહોરમાં પ્રથમ પિંડાત્મક ગણ-

પતિની પુંજા કરે છે, તો પછી બ્રહ્માંડ માંહેના દેવોમાં ગણુપતિની આપણે પ્રથમ પુંજા કરીએ તેમાં ખોટું પણ શું છે? પ્રથમ જો ગણુપતિની પુંજા કરવામાં ન આવે, તો તમામ દેવો પુંજા :સ્વીકારતા નથી. બલકે નારાજ થાય છે. પિંડાત્મક ગણુપતિની પુંજા પ્રથમ ન થાય તો પિંડાત્મક તમામ દેવો નારાજ બને છે ને પુંજા ન સ્વીકારે. જો મળમુત્રનો ત્યાગ કર્યા શિવાય આપણે સ્વચ્છતા અર્થે સ્નાન કરીએ તો પણ અંતઃકરણ પ્રપુલ્લિત બનતું નથી. ભોજન કરીએ તો તે જોઇએ તેવું અર્થાત જેવું સ્વાદીષ્ટ બનેલું હોય તેટલું સ્વાદીષ્ટ લાગતું નથી. ખાધેલું અનાજ શરીરમાં પાચન થઈ તેનું રૂધિર બને છે ખરૂં, પરંતુ મળોત્સર્ગ બરાબર ન થતો હોય તો જોઇએ તેવું અને તેટલા પ્રમાણુમાં રૂધિર બનતું નથી. કેમકે જઠરાગ્નિ બરાબર અનાજ પાચન કરી શકી ન હોય. આમ જો ઉત્તરોત્તર ચાલ્યા કરે તો મળ ત્યાગનો અવરોધ જીવનસંહારક બની જાય છે. કદાચ ઉત્તરોત્તર એ પ્રમાણે ન ચાલે તો પણ જ્યાં સુધી દિશાએ જવાનો વિધી બરાબર અને નિયમપુર્વક ન થાય ત્યાં સુધી આરોગ્ય સારૂં રહી શકતું નથી. અને શરીરના સર્વ અવયવ નકામાં જેવાંજ થઈ રહે છે. કેમકે સંપુર્ણ ઉત્સાહી પણાથી જગતમાં કામ કરી શકાતાં નથી. આ પૂંજનનો સમય પ્રાતઃકાળમાંજ

ને પ્રથમજ રાખેલો છે તે પણ બરાબર છે. સૂર્યોદય થવા પહેલાં પ્રાતઃકાળમાં જે વાયુ વાય છે. તે વાયુમાં એકલો પ્રાણવાયુજ ભરેલો હોય છે. તે કાળમાંજ આપણે પથારીમાંથી ઉઠીને તેનું શેવન કરીએ તો તે આરોગ્યમય, ને આયુષ્ય વર્ધક બને છે. પ્રાતઃકાળનો વાયુ એ એક અમુલ્ય ઔષધી છે. એ વાયુમાં વિજળીક પ્રવાહ રહેલો છે. અર્થાત ઉષ્ણુતા પુરક ગુણો રહેલા છે. શરીરમાં પણ પ્રાણનું નિવાસ ઉષ્ણુતા પર આધાર રાખે છે. પ્રાણવાયુ જ્યારે શરિરને છોડી જાય છે ત્યારે શરીર તદન શીતળ બની જાય છે ઉષ્ણુતા પ્રાણ વાયુને ઉ-તેજીત રાખે છે તેથી શરીરમાંનું રૂધીર ત્વરીત ગતિવાળું રહે છે. અને જેમ રૂધિરની ગતિ ત્વરીત તેમ શક્તિનું પ્રમાણ વધારે હોય. જેમ એ ગતિ શિથીલ થતી જાય, તેમ શરીરમાંની શક્તિ નષ્ટ થતી જાય છે. માનવ પ્રાણીની ઉમ્મર જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ શરીરમાંના રૂધીરની ગતિ મંદ પડતી જાય છે. આપણી પ્રાચીન રીતભાત કુદરતને મળતી અને જીવન શક્તિને પોષક હતી. પુરુષો માત્ર સૂર્યોદય અવલ મળશ્કાંમાં ઉઠતા અને કામ ધંધે લાગવા માટે સહુવાર સુધીમાં મળત્યાગ, સ્નાન, સંધ્યા વિગેરે વિધિ કરી પોતાના ધંધામાં લાગી જતા હતા. અને સ્ત્રીઓ મળશ્કામાં ઊઠીને દળવું, પાણી ભરવું, ખાંડવું, વાસણ માંજવું, અને ઘર

તથા આંગણાંની સાફ સુફીનું કામ કરી સહવાર થતાં સ્વસ્થ થઈ જતી હતી. જીવન પોષક પ્રાણવાયુ જે ઉષ્ણ હોઇ વિજળીક પ્રવાહવાળો હોય છે તેને પોતાના શરીરમાં ધારણ કરી નિભાવવા જેવી ક્રિયાઓ જાણતાં અથવા અણજાણતાં માનવજાત કરતી હતી. આપણે ત્યાં સુધારો દાખલ થયો. દળવા ખાંડવાનું કામ જીનીંગ ફેકટરીઓએ ઉપાડી લીધું. મોટા શહેરોમાં પાણીનું કામ નળ દ્વારા થવા માંડયું. જીવન વિલાસી અને એશઆરામી બનવા માંડયા, અને તેથી પ્રાતઃકાળમાં ઉઠવાનું બંધ થવા માંડયું. એટલુંજ નહીં પણ તે પ્રાણવાયુને આપણા શરિરમાં દાખલ કરવાનું બંધ થયું. અને યોગ્ય સમયે બહાર કહાડવોજ જોઇએ એવો જે મળ તે મનુષ્યના શરિરમાં સૂર્યોદય થઇ જાય ત્યાં સુધી શાન્તિથી પડી રહેવા લાગ્યો. અને તેથી આયુષ્ય સંહારક શક્તિઓનો શરીરમાં ઝમાવ થવા માંડયો. તમામ ગણોના પતિ એવા જે ગણપતિ તેની પિંડાત્મક ગણપતિ તરીકેની પૂંજા નષ્ટ થવા માંડી. તેનુ ફળ કેવું મળ્યું છે તે સર્વ કો જાણે છે. ભાવિમાં શું થશે તે તો આપણી હાલની જીવન પધ્ધતિથી તત્વજ્ઞાનીઓ જાણતા હશે. અને છેવટે આપણો પ્રભુ જાણે. ગણપતિને પાર્વતીએ સ્વતઃ પેદા કરેલા છે. અને પાર્વતી રસરૂપ છે, એમ પણ આપણે ઉપર જણાવ્યું છે. પિંડમાં ખાધેલાં અનાજનું બારીક રસરૂપ પ્રવાહી થઇ

પાછળથી તેમાંથી બે ભાગ પડી જાય છે. એક કચરા રૂપ મળ, અને બીજો પોષણરૂપ રૂધિર. મળ પ્રથમ રસમાંથીજ જુદો પડે છે અર્થાત ખાધેલાં અનાજના બનેલાં રસરૂપ પ્રવાહોમાંથી મળ ઉત્પન્ન થાય છે. એટલે મળનો જન્મ આપનાર કહેતાં જુદો પાડનાર સ્થુલ નજરે પ્રથમ રસજ ગણી શકાય છે. પાર્વતી રસરૂપ હોવાનું આપણે ઉપર જણાવ્યું છે. એટલે પિંડમાંના મળનો જન્મદાતા જેમ રસ ગણાયો છે તેમ બ્રહ્માંડમાંના આપણા ગણપતિનો જન્મદાતા પાર્વતી સ્વયં ગણાય એમાં આશ્ચર્ય પણ શું છે? ગણપતિનું મુખ મનુષ્યના જેવું સુંદર નથી. પ્રાણીઓનો મળ, અને તે નિકળવાનું દ્વાર ગુદા પણ કયાં સુંદર છે? ગણપતિ સિધ્ધી ને બુધ્ધીનો માલીક છે. મળનો દરરોજ નિકાશ થતો રહે, તો મનુષ્યનું જીવવું જાય. અને જીવે તોજ બુધ્ધિનો ઉપયોગ થાય. અને બુધ્ધિનો ઉપયોગ થાય, તોજ કાર્ય સિધ્ધી થાય, એ પણ નક્કીજ છે. હવે શિવના બીજા પૂત્ર કાર્તિક સ્વામી વિષે વિચારીએ. કાર્તિક સ્વામીને ક્રોધાવેશમાં શિવે પેદા કર્યાનું પુરાણોમાં જણાવેલું છે. એ કાર્તિકસ્વામી ત્રિપુરાસુરનો નાશ કરે છે. એને ઉત્પન્ન કરવામાં પાર્વતીની જરૂર

પડતી નથી. શિવથી ઉલટાજ ગુણવાળું શિવનું બીજું રૂપ રૂદ્ર હોવાનું આગળ ઉપર જણાવેલું છેજ. અને રૂદ્રને તામસી ગણવામાં આવેલા છે. શિવનુ બીજું રૂપ ને રૂદ્ર તેમાંથીજ કાર્તિક સ્વામી ઉત્પન્ન થાય છે. માનવ પ્રાણીમાં જે ક્રોધ ઉત્પન્ન થાય છે એજ કાર્તિક સ્વામી અને જ્યાં ક્રોધનો વાસ હોય ત્યાં સહનશક્તિનો અને શરીરના બળનો નાશ થાય છે. ક્રોધ એ સર્વનાશી કાળ રૂપ છે. એ ક્રોધ એજ કાર્તિક સ્વામી અને ત્રિપુર જે આ દેહ ગણાય છે તેનો નાશ ક્રોધ વડેજ સત્વર થઈ જાય છે. ક્રોધજ આપણા રૂધિરને બાળીને ભષ્મ કરીને, છેવટ આપણા શરીરનો પણ નાશ કરે છે. ક્રોધને અંતે નાશજ છે. ક્રોધ સર્વનોજ નાશ કરે છે. તેને પરિવાર પણ નહીં. અને સ્ત્રી પણ નહીં. માટેજ કાર્તિક સ્વામીને પણ પરિવારે નથી અને સ્ત્રીએ પણ નથીજ. કાર્તિક સ્વામી જીવન પર્યંત બ્રહ્મચારીજ રહ્યા છે. ત્રિપુર દહનને માટે બ્રહ્માંડમાં પણ યોધ્ધો મળી શકયો નહીં. તે છેવટે બ્રહ્મચારી એવા કાર્તિક સ્વામીએ ત્રિપુર દહનનું કામ પુરૂં કર્યું. જે બ્રહ્મચારી હોય તેજ અશક્ય કામને શકય કરી આપે. જયાં ગ્રહસ્થ સમાજ

હારીને નિષ્ફળ થાય, ત્યાં છેવટે બ્રહ્મચારીજ વિજય મેળવી શકે છે. અનંત વૃદ્ધ એવા ભિષ્મ પિતાએજ મહાભારત જેવા ભયંકર યુદ્ધમાં દશ દિવસ સુધી અતુળીત બળ દાખવ્યું. અને હથીઆર ન ધરવાની કૃપણુ જેવા સમર્થ યુકિતબાજ ને કુનેહવાળાની પ્રતીજ્ઞા ભંગ કરાવી તેની પાસે હુથીયાર પકડાવ્યું. આ પ્રાક્રમ કાંઇ જેવું તેવું ગણાયલું નથી. ભિષ્મપિતા જીંદગી પર્યંત બ્રહ્મચારી હતા તેથીજ વૃદ્ધાવસ્થા છતાં આવું શૌર્ય દાખવી શકયા છે. લંકાને બાળવાનું, સમુદ્રને કુદી જવાનું અને આખો પહાડ ઉંચકી લાવવાનું સામર્થ્ય અખંડ બ્રહ્મચારી એવા હનુમાનેજ બતાવેલું છે. બ્રહ્મચર્યથી શરીરમાં આવેલા પ્રખર તેજ અને શકિત ગમે તેવું વિકટ અને ભયાનક કામ હોય તોપણ તે કરી શકે છે. એનું દ્રષ્ટાંત કાર્તિક સ્વામી છે. આપણા દેશમાં એના અભાવથી કેવા હાલ હવાલ થઈ રહેલા છે; તે નજર બહાર નથીજ. હવે આપણે શિવના અગીયાર રૂપ જોઈએ. શિવને વાયુ રૂપ ગણેલા છે. પાંચમાં પ્રકરણમાં બતાવેલાં ચક્રમાં એનો રંગ નિલ અને તત્વ વાયુનું જણાવેલું છેજ.

## શિવના અગીયાર રૂપ વિલોકવા નીચે એક કોઠો જણાવ્યો છે.

| શરીરનાં અવયવો. | રૂદ્રના અગીયાર રૂપો. | | રૂદ્રના અગીયાર. નામો | |
|---|---|---|---|---|
| હૃદય. | પ્રાણ, | ધનંજય, | વિરભદ્ર, | ભવનાધિશ્વર |
| ગુદા. | અપાન, | દેવદત્ત, | શંકર, | અપરાજીત, |
| કંઠ. | ઉદાન, | કૃકલ, | ગિરિશ, | સ્થાણું, |
| નાભિ. | સમાન, | નાગ, | અહિબુદન્ય | કપાલી, |
| સર્વાંગ. | વ્યાન, | કૂર્મ, | અજૈકપાત, | પીંડી. |

હૃદયમાં રહેલા વાયુને પ્રાણવાયુ કહે છે. રૂદ્રનું પ્રથમનું રૂપ પ્રાણ અને નામ વિરભદ્ર છે. એ પ્રાણ જો હોય તો વિરત્વ ભરેલાં ભદ્રો, અર્થાત સારાં કામો થઇ શકે. તેથી રૂપ પ્રાણ પણ કહેવાય અને નામ વિરભદ્ર પણ કહેવાય છે. જયાં પ્રાણ, વિરત્વ, ને કાર્યની ત્રિપુટી એકત્ર થાય ત્યાં રૂદ્રના અગીયાર રૂપ પૈકી એક રૂપ ધનંજય છે તે અર્થાત ધનને જય પણ મળે છે. તેથી પ્રાણની સાથે ધનંજયનું નામ અપાયલું છે. અને જયાં પ્રાણ, વિરત્વ, કાર્ય અને ધન તથા જય મળે ત્યાં રૂદ્રના

અગીયાર નામ પૈકીનું એક નામ ભવનાધિશ્વર છે તે અર્થાત જન્મનું મહાન ઐશ્વર્ય પણ આવેજ. અને તેથીજ વિરભદ્રની પાસેજ ભવનાધિશ્વરનું નામ મુકાયું છે. રૂદ્રનું બીજું રૂપ અપાન વાયુ તે ગુદાને વિષે રહેલા છે. તે જો બરાબર અને નિયમીત રહે તો રૂદ્રના બીજા નામ શંકરરૂપ અર્થાત આનંદકારી નીવડે છે. ને માણુસ જીવી શકે અને આનંદ મેળવી શકે. અને મનુષ્ય જીવીને આનંદ મેળવી શકે તોજ સારાં કર્મ કરી દેવદત્ત થઇ શકે અર્થાત દેવત્વ મેળવી શકે. કે જે રૂદ્રના અગીયાર રૂપ પૈકીમાંનું એક રૂપ છે. જ્યાં અપાન વાયુનું સમતોલપણું હોઇ નિયમિતપણું હોય અને તેની સાથે આનંદ મળીને દેવત્વ જેવાં કાર્ય કરવામાં આવે. ત્યાં પછી પરાજીતપણું હોવાનું સંભવતું ન હોવાથી અપરાજીત છે. અને તેથીજ રૂદ્રના અગીયાર નામ પૈકીનું એક નામ અપરાજીત જણાયલું છે. કંઠને વિષે ઉદાન નામનો વાયુ રહેલો છે. પહાડના જેવો અવાજ કરવાનું કામ કંઠ કરી શકે છે. તેથી રૂદ્રનું ઉદાન રૂપનું સ્થાન પણ બરાબર જણાય છે. જેમ અવાજ મહત્તા દર્શક પહાડી હોઈ નામ ઉદાન છે તેમ રૂદ્રનું ત્રીજું નામ ગિરિશ છે. જ્યાં અવાજ અને પહાડનું એકત્રપણું થાય ત્યાં સર્વ પ્રાણીઓના સામટા અવાજથી જે કીલકીલાટ થઇ રહે તેવો કૃકલ નામ રૂદ્ર પણ હોયજ. અને જ્યાં

પહાડી અવાજ, પહાડના શીખરો, અને કીલકીલાટ જેવો કૂકલ ધ્વનિ મચી રહેતો હોય ત્યાં સ્થાણું જેવું રૂદ્રના અગીયાર નામ પૈકી એક નામ પણ હોયજ. કૂકલ કીલકલાટ પણ મોઢાં વડેજ થઇ શકે છે. કીલકલાટ કરવાનું સાધન મુખ શિવાય બીજું નથી. હવે નાભિના સમાન વાયુને જોઇએ. રૂદ્રના ચોથાં રૂપનું નામ સમાન છે, જયારે ચોથું નામ અહિબુધ્ન્ય છે. શરીરના સર્વ ભાગના વાયુનું મુળ નાભિ આગળજ છે. આ જગ્યાએ સર્વ વાયુનું મુળ એકત્ર થતું હોવાથી એ જગ્યાએ રહેલા વાયુનું નામ સમાન વાયુ પાડેલું છે. એટલુંજ નહીં પણ એનો અર્થ અહિબુધ્ન્ય પણ થઇ શકે છે, કે જે રૂદ્રના અગિયાર નામ પૈકીનું ચોથું નામ છે. બધા વાયુનું મુળ અહિંજ છે. સમાન વાયુ, જયારે સારો હોઈ ઉપયોગી નિવડે છે ત્યારે ખરાબ વિષમય વાયુ જે શરીરનાશક હોય છે તેનું મુળ પણ અહિંજ હોવાથી જયારે સમાન વાયુની ગતિ ફેરવાઇ જાય ત્યારે પ્રાણઘાતક વાયુનું પ્રબળ થવા માંડે છે. એ વાયુ નાગરૂપ બને છે. નાગમાં વિષ પણ છે ને અમૃત પણ છે. સમાનવાયુ, અહિબુધ્ન્ય, ને નાગનું એકત્રપણું થાય એટલે રૂદ્રના અગીયાર નામ પૈકીનું એક નામ કપાલી બને છે. હવે સર્વાંગમાં વ્યાપ્ત થયલા વ્યાન નામના વાયુને જોઇએ. વ્યાન એ રૂદ્રના અગીયાર રૂપ પૈકીનું એક રૂપ છે. વ્યાન એ રૂદ્રના અગીયાર નામ પૈકી

પાંચમાં નામ અજૈકપાતને મળતું નામ છે. વ્યાન અને અજૈકપાતનું એકત્રપણું સર્વત્ર ગતિમાન બને છે. વ્યક્તિગત પિંડનું સર્વાંગનું હલન ચલન એના વડે જ ચાલે છે. જગતનો આ બધો હલન ચલનનો વ્યવહાર એના વડે ચાલતો હોવાથી એનું નામ અજૈકપાત છે. સર્વ કર્મો સર્વાંગ વાયુ ચાલતો હોય ત્યારેજ થઈ શકે છે. વ્યાન અને અજૈકપાતના યોગથીજ સર્વ કર્મ ચાલતાં હોવાથી રૂદ્રનું દશમું રૂપ કૂર્મ છે. વ્યાન વાયુ, અજૈકપાત, અને સર્વ કર્મ એ પિંડમાં ચાલે છે. એ બધાના યોગથીજ રૂદ્રનું દશમું નામ પિડી પડેલું છે. શરીરોમાનાં રૂદ્રના રૂપ અને નામો આ બધા વાયુરૂપજ છે. હવે અગીયારમું નામ ને રૂપ બાકી રહ્યું. શરીરના હૃદય, ગુદા, કંઠ, નાભિ, ને સર્વાંગમાં જીવાત્મા રહેલો છે. રૂદ્રરૂપ જીવાત્મા તેજ ભગ છે. એનું નામ ભગ હોઇ બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપ્ત છે. અને વ્યક્તિગત જોતાં પિંડમાં પણ સર્વત્ર વ્યાપ્ત છે. રૂદ્ર શિવાયની અર્થાત શિવ શિવાયની કોઇ પણ જીવંત ચીજ હોય એમ જણાતું નથી. શિવ સર્વત્ર વ્યાપ્ત છે. છેવટ જીવ તેજ શિવ.



# પ્રકરણ ૮ મું.

## ત્રિમૂર્તિ પૂંજન

દ્રશ્ય થતા ત્રણનું બ્રહ્મા, વિષ્ણુ અને શંકર રૂપે પ્રભુત્વ વિલોકયું. હવે એઓનો પૂંજન વિધિ જોઇએ. આર્યાવૃર્તના સર્વ સ્થળોમાં જોઈશું તો બ્રહ્માની મૂર્તિ કવચિતજ કોઇ-કજ સ્થળે જોવામાં આવશે. અર્થાત બ્રહ્માની મૂર્તિ જોવાની મળવી મુશ્કેલ હોય છે. જ્યારે વિષ્ણુ અને રૂદ્ર અર્થાત શિવની પ્રતિમા સ્થળે સ્થળે જોવામાં આવે છે. ગામ હોય ત્યાં વિષ્ણુ અથવા તો શિવની પ્રતિમા અવશ્ય જોવા મળવાનીજ. એ શિવાય અરણ્યમાં પણ એવી મૂર્તિઓ પૂષ્કળ હોય છે. આગળ બ્રહ્મા સંબંધી ત્રીજા પ્રકરણમાં બ્રહ્મા યજ્ઞ વિભાગ તથા પૂંજા વિભાગ રહીત હોવાનું જણાવેલું છે. આ પ્રકરણ પૂંજાન બાબતનું છે. બ્રહ્મા યજ્ઞને પૂંજા વિભાગ રહીત હોવાથી તેના વિષે કાંઇ વિચારવાનું નથી. જેથી વખતો વખત પૂંજન વિધિમાં દ્રશ્ય થતા વિષ્ણુ અને શિવ વિષે કાંઇક વિચારીએ. પૂરાણોમાં એવું જણાવેલું છે કે વિષ્ણુને જો તુલશી નામની વનસ્પતિના છોડના પાંદડાં નહીં ચઢાવીએ તો વિષ્ણુ પૂંજન તથા ભોજનનો સ્વીકાર કરતા નથી. અને તે નિરાહારી તરીકે તે દીવસે રહે છે. અને તેમ થાય

એટલે વિષ્ણુ પૂંજનનું બધું કર્મ નિષ્ફળ જાય છે. જ્ઞાન રૂપે વિલોકતાં વિષ્ણુને અગ્નિ પણ કહી ગયા છઇએ. ત્યારે અગ્નિ સદૃશ વિષ્ણુ તેના ઉપર ચઢાવવામાં આવતાં તુલશીના પાંદડાંના ગુણ પણ જોવા જોઇએ. વૈદક ગ્રંથમાં તુલશીના ગુણનું વર્ણન કરતાં એનાં અર્થાત તુલશીના ગુણ ઉષ્ણ, તીક્ષણ, તથા અગ્નિપ્રદીપક જણાવેલા હોઇ વળી તે વાયુ, શ્વાસ, ખાંસી, હેડકી, ઉલટી, કૃમિ, વિષ, ભૂત બાધા (જંતુઓ) તાવ તથા આચકીના રોગ ઉપર આપવામાં આવે તો સારો ફાયદો થાય છે. તુળસીના એક તોલા પાંદડાંને વીશ રૂપીયાભાર પાણીમાં ઉકાળી (અર્ધા ભાગનું પાણી બળી રહે ત્યાં સુધી ઉકાળો) પીવાથી તાવ, સુસ્તી, અરૂચી, વાયુ, દાહ તેમજ પિત્તની શાન્તિ થાય છે. તુલસીના પાંદડાંની ચાહ બનાવી તેમાં થોડું દુધ, સાકર, તથા એલચી નાંખી પીવાથી શરીરના અનેક વિકારો દુર થઇ જાય છે, અને શરીર પુષ્ટ બને છે. વિષમ જ્વરમાં એટલે ટહાડીયા તાવમાં તુલશીના પાનના રસમાં મરીની ભૂકી નાંખીને પીવામાં આવે છે. દાંત ખીલીના રોગમાં તુલશીના પાંદડાંનો રસ નાકમાં મુકવામાં આવે છે. અને દાંત ઉપર મુકવામાં તથા હાથ પગના તળીયામાં ઘસવામાં આવે છે. તુલશીના રસમાં આદુનો રસ મધ નાંખીને અથવા તો મરી અને ઘી નાંખીને વાયુ ઉપર પીવામાં આવે છે. જખમ વિગેરે બહારના

આગંતુક કારણથી તાવ આવે ત્યારે તુલશીના પાંદડાં, સૂંઠ અને સાકર નાંખી તેની ચાહ બનાવી પીવાય છે. ઉપરની એકંદર બાબતો વિષે વિચાર કરતાં તુલશીમાં ઉષ્ણતા ઘણીજ હોવાનું અનુમાન થાય છે. હિંદુઓમાં એવી માન્યતા છે કે તદન કોરો અર્થાત કાંઇપણ ખાધા પીધા વિનાનો અપવાસ નિષ્ફળ થાય છે. માટે એ તુલશીના પાંદડાં પણ ખાવાં જોઇએ. આ માન્યતામાં પણ વૈદક તત્વ નજરે આવે છે. તદન ભૂખ્યા રહેવાથી કદાચ શરીરમાં વાયુ થઇ જાય તો તેના પ્રતિકાર માટે અતિ ઉષ્ણ એવા તુલસીના પાંદડા ખાવાનો સંપ્રદાય રાખેલો છે. તુલશીના છોડની હવા પણ ઘણીજ ઉષ્ણતા હોય છે. સર્પથી ઉષ્ણતા સહન થતાં ન હોવાથી જ્યાં શીતળતા હોય ત્યાં જઇને પડી રહે છે. શીતળતા જ્યારે સર્પને શાન્તિ આપે છે ત્યારે ઉષ્ણતા એને ગાંડો બનાવી મૂકે છે. આખા વર્ષમાં મે અને અકટોબર એ બે મહીનામાં સકત તાપ પડે છે. તેમાં પણ મે કરતાં અકટોબરમાં અતિશય શકત તાપ હોય છે. કેમકે અકટોબરમાં સૂર્યના સીધાં કીરણો પૃથ્વી ઉપર પડે છે. અકટોબર ઘણું કરીને અશ્વીન માસમાં આવે છે. ભાદરવાનો અંત અને અશ્વીનની શરૂઆતનો પ્રખર તાપ સર્પથી સહન થઇ શકતો નથી. તેથી તે પોતાના રહેવાના સ્થાનક દરમાં પણ નહીં રહેતાં બહાર ભટકતા ફરે છે. ડબાય અને કોઇ

મારે અથવા ખીજવે તોજ કરડવાનો સર્પનો જે સામાન્ય સિધ્ધાંત છે તેનો પણ એ અકટોબર માશમાં ભંગ કરે છે. અને હાલતાં ને ચાલતાં કાંઇ પણ ગુન્હા વગરના પ્રાણીને સુધ્ધાંત અસહ્ય તાપથી ખીજવાયલો હોવાથી કરડે છે. આવી રૂતુઓમાં પણ તુલશીના છોડની નજીક પાણી વિગેરે સાધનથી અનંત શીતળ જમીન બનાવી હોય તોપણ તુળસીના છોડ નજીક સર્પ જતો નથી. જ્યારે અન્ય સ્થળે નામનીજ માત્ર ઠંડક કરી હોય તો તે સ્થળે જઇને પડી રહે છે. તુલશીના છોડ નજીક એકલો કાદવ થઈ રહે એટલું પાણી રેડો અથવા તો ત્યાં પાણીનો ફુવારો છુટો મુકો તો પણ સંર્પ ત્યાં જઇને પડી રહેશે નહીં કારણ જોતાં તુલશી સ્વયં ઉષ્ણ હોઇ તેની આજુબાજુની હવા પણ ઉષ્ણ બનાવે છે. આ ઉષ્ણતા સર્પથી સહન થતી નહીં હશે. અને તેથી તે તુલશી નજીક ન જતો હોવો જોઇએ. જમીન ઉપર ઠંડક હોય પરંતુ હવા જે ઉષ્ણુતામય થયલી હોય તેવા સ્થળમાં સર્પ ન રહી શકતો હોય ને તેથીજ તુલશીવાળી જગ્યામાં નહીં પડી રહે એ પણ બનવા જોગ છે. વૈદિક નિયમ પ્રમાણે ઉષ્ણતાનો પ્રતિકાર પણ ઉષ્ણતાજ છે. વિષ ઉષ્ણ છે તેનો પ્રતિકાર અર્થાત નાશ ઉષ્ણતા વડેજ થઇ શકે છે. સર્પદંશ થયલા પ્રાણીઓને આર્યાવૃર્તના અત્યંજો તુલશીની તદન નજીકમાંજ નાંખી મુકે છે. અને વિષ નિવારણના બીજા

ઈલાજો કરતા નથી. અને ધાર્મીક ભાવનાને પ્રાધાન્ય આપી નિરાંતે બેસી રહે છે. પરિણામમાં તુલશીની ઉષ્ણુ હવા વિષની ઉષ્ણુતાનો ઘણાંક સંયોગોમાં ઘણીક વખત પ્રતિકાર કરે છે. અને પ્રાણીને થયલા સર્પ દંશનું વિષ ઉતરી જાય છે. તુલશીની ઉષ્ણુતા વૈદિક નજરે ઉપર પ્રમાણે જણાય છે. અગ્નિ સ્વરૂપ વિષ્ણુ. અને તેને માથે ચઢાવવામાં આવતી તુલશીના ગુણ પણ અગ્નિ સ્વરૂપજ. ઉષ્ણુતાનું પૂંજન અર્થાત તૃપ્તી પણ ઉષ્ણુતા વડેજ થાય છે. ઉષ્ણુતા ઉપર શીતળતા નાંખીએ તો વૃદ્ધી થતી અટકે છે. આગ લાગેલી હોય ત્યારે હિંદુઓમાં દહિં અને છાસ નાંખીને અગ્નિને શીતળ કરવાની વિધીઓ કરવામાં આવે છે. અને તે પ્રમાણે અગ્નિ શાન્ત પણ થાય છે. કદાચ અનંત શીતળતા અગ્નિનો નાશ પણ કરે. જેથી ઉષ્ણુતાની તૃપ્તી અર્થે જે ભોજન આપવાનું તે ઉષ્ણુજ હોવું જોઇએ તે જો ન મળે તો ઉષ્ણુતા તૃપ્ત ન થતાં અતૃપ્ત બને છે. એ સુત્રાનુસાર વિષ્ણુ ઉપર તુલશી પત્ર ન ચઢાવે તો વિષ્ણુ ભોજન ને પૂંજન નહીં સ્વીકારતાં અપવાસી રહે એમાં આશ્ચર્ય પણ શું છે? નવે નિધ્ધ અને દશે સિધ્ધ તથા સ્વર્ગનો માલીક તથા લક્ષ્મીનો પતિ જે વિષ્ણુ તે આર્ય લોકોમાં જન્મ, લગ્ન અને મર્ણ એ ત્રણે પ્રસંગમાં પૂંજાય છે. હવે આપણે પિંડાત્મક વિષ્ણુ તરફ વળીએ. પિંડમાં

વિષ્ણુનું સ્થાન નાભિ એટલે ડુંટી આગળ હોવાનું પાંચમાં પ્રકરણમાં યોગ ચક્રના કોઠામાં જણાવેલું છે. અહિંયાં આગળજ જઠર આવેલું છે. અહિયાં આગળ ખાધેલાં અનાજ પાણીનો રસ થઇ તેનું લોહી બની આખા શરીરમાં વ્યાપ્ત થાય છે. લોહીનું શરીરના તમામ અવયવમાં વ્યાપ્ત થવું અર્થાત પ્રવેશવું એજ વિષ્ણુ એ પણ આગળ ઉપર જણાવેલું છેજ. અનાજ જેટલું પૌષ્ટીક હોય અને જોઇએ તે પ્રમાણમાં ખાધું હોય તો તેવું અને તેટલાજ પ્રમાણમાં તેનું લોહી બને છે. જીવન નિભાવવા અને આરોગ્ય જાળવવા માટે દુધ, દહીં, ઘી, અને છાસ આધારભૂત પદાર્થો હોવાનું વૈદક શાસ્ત્રમાં જણાવેલું છે. આજારી અને અશક્ત લોકોના ખોરાક માટે વૈદકીય સલાહમાં દુધનું સ્થાન સેંકડે એંશી ટકા જેટલું ઠરાવવામાં આવેલું છે. દુધમાં જીવન તત્વ વિશેષ પ્રમાણમાં છે. દહીં અને છાસ જઠરાગ્નિને પ્રદીપ્ત રાખવામાં આધાર ભૂત ચીજો હોઇ ખાધેલા ખોરાકને પાચન કરવામાં મદદ કર્તા છે. માટે દુધની માણુસને વિશેષ આવશ્યકયતા છે. માણુસને દરરોજ માણુસ દીઠ બશેરથી ત્રણશેર સુધી દુધની જરૂર છે. એટલુંજ નહીં પણ ઘી, દહીં અને છાસ માટે વધારાનું દુધ જોઇએ તે તો જુદુજ. બશેર દુધ દહીં ઘી, અને છાસ માટે ગણવામાં આવે તો પણ ચાલી શકે. અર્થાત એક માણુસ દીઠ પાંચશેર દુધ દરરોજ જોઇએ.

આ હિસાબે તેત્રીસ કરોડ ગાય જોઇએ. આ ગાયોને પોષણ અર્થે અર્થાત ચરવા માટે એક ગાય દીઠ બે એકર જમીન જોઇએ, તે હીસાબે છાસેઠ કરોડ એકર જમીન ગાયને ચરવા માટે જોઇએ. અર્થાત છાસઠ કરોડ એકર જમીન જેટલી ગૌચરની જમીન જોઇએ. આજકાલની પરિસ્થીતી જોતાં દેશમાં એટલું ગૌચર કયાં રાખેલું છે? અને રાખવું પણ કેવી રીતે? એ વાતજ અશકય ને અસંભવિત જેવી બની ગઇ છે. આવી પરિસ્થીતિ હોવાથી દુધ, દહીં, ઘી અને છાસનો દેશમાં દુકાળજ પડયો છે. દુધ, દહીં, ઘી અને છાસમાંજ એવી સ્થીતિ છે એમ નથી. અનાજમાં પણ એવીજ અધોગતિ દાખલ થવા માંડી છે. તેત્રીસ કરોડ માણસમાંથી કરોડો માણસો અનાજના અભાવે બબે દિવસે એકજ વખત અનાજ મેળવી ખાઈ શકે છે. કરોડો લોકોને દિવસમાં ફક્ત એકજ વાર અનાજ ખાવાને મળે છે. આ પણ કેવી રીતે? પૌષ્ટિક અનાજ કે જે જીવનની વૃધ્ધિ અર્થે હોય છે તેવા રૂપમાં તો નહીંજ પરંતુ ફકત પ્રજવળીત થયલી જઠરાગ્નિની શાન્તિમાં આપવાની નિર્માલ્ય આહુતી તરીકેજ. આજે સર્વત્ર સર્વ બાજુથી જીવન નિભાવવાની યંત્રણા ત્રાશજનક થઇ મુશ્કેલ બનેલી દેખાય છે. દહીં, ઘી, અને છાસનો દુકાળ તો છેજ. પરંતુ આ દુકાળને ભયંકર ને રાક્ષસી કેમ બનાવવો. તે માટે પ્રજા જીવનની

અણુમોલી ચીજ દહીં અને છાસ તથા ઘીને ઉત્પન્ન થતાં અટકાવવા માટે સારા દેશમાં ચ્હા પીવાની પદ્ધતી દાખલ થઇ છે. ચ્હા પીવાની ટેવથી ભાગ્યેજ કોઈ પ્રાણી અલિપ્ત રહેતું હશે. તેત્રીસ કરોડમાંથી સાત કરોડને ચ્હા પીવા શીવાયની ગણીએ અને છવ્વીસ કરોડને ચ્હા પીનારા માનીએ તો પણ ચાલી શકે એમ છે. કમીમાં કમી દર-રોજ એક મનુષ્ય બે વખત ચ્હા પીએ અને એક વખત એક મનુષ્યને માટે અધોળ દુધ ચ્હામાં જોઇએ એવો હીસાબ ગણીએ તો માણસ દીઠ દરરોજ નવટાંક દુધ દરરોજ ચ્હામાં વપરાય. જો કે ટુકાંમાં ટુંકી અને ઓછી રીતથી દુધ વપરાવાની પધ્ધતી પકડી હિસાબનો અંદાજ કાઢવામાં આવે છે. એ ધોરણે એટલે એક કપે અધોળ દુધના હીસાબે અને છવ્વીસ કરોડ માણસ દરરોજ બેજ કપ ચ્હા પીએ એવી માન્યતાના હીસાબે આઠ લાખ બાર હજાર અને પાંચશો મણ દુધ દરરોજ ચ્હામાંજ વપ-રાઇ જાય છે. અને જો એક કપે નવટાંક દુધ નાંખવામાં આવે અને તે ધોરણે હીસાબ ગણવામાં આવે તો દરરોજ સોળ લાખ પચ્ચીસ હજાર મણ દુધ ફક્ત ચ્હામાં વપરાઈ જાય એમ માનવું પડે એમ છે. જો કે બે કરતાં અધિક વખત પીનારાઓ અને તેની સ્વચ્છંદી વૃત્તીઓને તૃપ્ત કરવાની હોટલોની સંખ્યા ઘણીજ છે. પરંતુ તેનો

અંદાજ આપણે કહાડતાજ નથી. આરોગ્યવર્ધક અને રોગ નાશક દહીં ને છાશ, ઘીની માતા જે દુધ તેનો આપણે સંહાર કરીને આરોગ્યભક્ષક અનેક રોગોત્પાદક તથા જીવન શકિતના મુખ્ય આધારભૂત જે જઠરાગ્નિ તેનેજ મંદ અને શિથિલ બનાવનારી ચ્હાની પાછળ સારો દેશ દીવાનો બની તેના છંદમાં પડેલો છે. ભારતનું આનાથી વિશેષ ઉજળું ભાવિ દેખાવાના ઉન્નતિરૂપ બીજાં કાર્ય અને ખોરાક કયો છે ? હવે બીજી રીતે વિચારીએ તો દેશમાં જમીનનું મહેસુલ લેવાની ત્રણ રીત છે. ભાગબટાઇ, વિંઘોટી, અને હળબંદી. જમીનમાં જે પાક પાકે તેનો અમુક ભાગ સરકારમાં લેવામાં આવે તેને ભાગબટાઇ કહેવામાં આવે છે. જમીનનો વહીવટ કરવા બદલ અમુક મુકરર કરેલી (જમીનના ક્ષેત્રફળના ધોરણે તથા તેના કસના ધોરણે) રકમ સરકાર લેય તેને વિંઘોટી સીષ્ટમ કહે છે. ખેતીના ઉપયોગ માટે જેટલાં હળો રાખવામાં આવે તે હળની સંખ્યા ઉપર અમુક મુકરર કરેલી રકમ સરકાર મહેસુલ તરીકે લેય તેને હળબંદી વહીવટ કહે છે. ભાગબટાઇ ને હળબંદી વહીવટમાં જમીનના હકનું સર્વ પ્રકારનું માલકીપણું સરકારનું હોય છે. લોકોને ફકત ખેડવાનોજ હક પ્રાપ્ત થયલો હોય છે. વિંઘોટી સિષ્ટમમાં જમીનનું માલકીપણું લોકોને અપાય છે. તેથી ખેડ હક વિગેરે, વેચાણ

ગીરો થઈ શકે છે, અથવા એકસાલી કે અનેકસાલી જમીન ખેડવા માટેજ ફકત આપી શકાય છે. આવા હકકથી જમીનની કીંમત અંકાવા લાગી. અને જમીનને કીમતીપણુ પ્રાપ્ત થવાથી વ્યવહાર ચલાવવાને અને પૈસા મેળવવાને માટે જમીન સાધનભુત બનવા લાગી, એના પરીણામમાં જમીન એક વ્યાપારી દ્રવ્ય બની વપરાવા લાગી. માલકીપણું અને તેથી ઉત્પન્ન થયલું કીમતીપણું. અને તેને લીધે બનેલું વ્યાપારી દ્રવ્ય, આવી પરિસ્થીતી થવાથી જમીન પણ લક્ષ્મીરૂપજ બની ગઇ, અને વ્યવહારીક કાર્યોમાં વપરાવા લાગી, અને એને લીધે અનેક પ્રકારની તકરાર અને લડાઇઓ થવા માંડી. તકરાર અને લડાઈમાં ન્યાયનો હેતુ જળવાય એ હેતુથી સરકારને નોંધણી ખાતું કહાડવું પડયું. કે જેમાં લોકોએ કરેલા ખત, કરારોની નોંધ રાખવામાં આવે છે. જયારે જોઇએ ત્યારે અને તેવો લેખ, કરાર કરીને લેય તેટલા માટે અને એવા લેખો કરી ઈન્સાફના કામમાં ગુંચવણ ઉત્પન્ન નહીં કરે એવા હેતુને લઇને આવા કરારો સ્ટાંપ ઉપર કરવા જોઈએ એમ સરકારને ઠરાવવું પડયું. આવા સ્ટાંપ કાગળો સરકાર અને તેના તરફે વેચનારા માણસો શિવાય બીજાઓ પાસેથી મળી શકતા નથી. જમીન વ્યાપારી દ્રવ્ય બનવાથી જાણતાં કે અણજાણતાં ઇચ્છા નહીં છતાં પરન્તુ, જમીન ઉપર મહે-

સુલનો બોજો અનેક તરેહનો વધી પડયો. પ્રથમ જમીનના મહેસુલ તરીકે, બીજા રૂપે સ્ટાંપ રૂપમાં, ત્રીજા રૂપે નોંધણી રૂપમાં, અને ચોથાં રૂપે ન્યાય રૂપમાં. એમ ચાર રીતીથી જમીન ઉપર બોજો આવવા લાગ્યો. આ બધા સંયોગોના ફળમાં સગાં સ્નેહીઓના સંબંધ અને પ્રેમ અદ્રશ્ય થઈ કલહ, મારામારી અને વેર ઝેર તરીકે મળવા લાગ્યાં છે. ઢોરોને ચારવાની પડતર જમીનનું પણ વિંઘોટી સિષ્ટમમાં મહેસુલ ભરવું પડયું છે. જ્યારે ભાંગબટાઇ અને હળબંદી વહીવટમાં પડતર જમીનમાં ઢોર ચારવા બદલ ઢોર દીઠ રૂા. ૦-૧-૦ થી તે એક ૧-૦-૦ રૂપિયા સુધીની ફી સરકારમાં ભરવી પડતી, પડતર જમીન પણ પુષ્કળ રહેતી હતી. અને તેને લીધે ઘેરેઘેર ગાય, ભેંસ, બકરા વિગેરે દુધાળાં પ્રાણીઓ રાખી શકાતાં હતાં. અને તેને લીધે જીવન નિભાવનારી અને આરોગ્યવર્ધક તથા રોગનાશક એવી ચીજો દુધ, દહીં, ઘી, અને છાસની રેલમછેલ થતી હતી, અર્થાત ભરપૂર રહેતાં હતાં. વ્યવહારભુત પૈસા ન હોવાના કારણે અનાજનુંજ વાવેતર પુષ્કળ થતું, અને અનાજ પણ ઘણુંજ પાકતું હતું. વિંઘોટી સિષ્ટમે પડતર જમીન ખાતે દાખલ થઇ અને ગૌચરનો ઘણાજ મોટા પ્રમાણમાં નાશ થઇ ગયો. આવી પરિસ્થીતિ થવાથી ઘાસ ચારાનો દુષ્કાળ થાય એમાં આશ્ચર્ય શું છે? આવિ સ્થીતિ થાય એટલે ઢોરોને રવડી રખડીને

ભૂખે મરવાનું અને નિરૂપયોગી જેવાં લાગતાં અથવા થવા માંડેલા અને ક્વચિત પ્રસંગે સારાં ઢોરોને પણ કસાઈ ખાનામાં આવો પ્રસંગ આવે એમાં નવાઇ નથી. આવી સ્થીતિ થવાથી એક બાજુથી ઢોરોનો નાશ, અને તેથી દુધ, દહીં, ઘી, અને છાસનો દુષ્કાળ થાય. અને તેથી પ્રજાના જીવન તત્વની વૃધ્ધી તથા આરોગ્યનો અવરોધ થાય એમાં કાંઇ નવાઈ નથી. વ્યવહારભૂત પૈસો થવાથી જે વાવેતરમાંથી વધારે પૈસો મળે એવું વાંવેતર પ્રજા કરે અને તેથી અનાજનું વાવેતર ઓછું થાય, એ સુત્રાનુસાર અનાજ કમી વાવવાથી અને કમી પાકવાથી મોઘું થયું. અને લોકોને જીવન નિભાવવાનો ખોરાક પણ સ્વચ્છ અને સારો મળવાનો મુશ્કેલ થઇ પડયો. આગળ વધતાં કહી શકાશે કે કેટલાકોને ખોરાક મળવોજ બંધ થઇ ગયો. અને કેટલાકોને અનાજ શિવાય ભુખે મરી જવું પડયું. અને મરવું પડે છે. પ્રાચીન રૂષિમુનીઓએ દુધાળાં પ્રાણી અને જમીનનું મહત્વ સમઝીનેજ, દુધ, દહીં, ઘી, અને છાસ, વિગેરે બલકે રસ, ને કસ વેચવાથી પાપ લાગે છે, એવી ધર્મસંકલના ગોઠવી હતી. તેમજ જમીન અને ગાયવિક્રય કરવો એને પણ પાપ માનેલું, અને એ વેચવાનો ધર્મથી સક્ત પ્રતિબંધ રાખેલો હતો. વળી જે ઘરમાં દધી મંથનનો અવાજ થતો ન હોય તે ઘરને બદલે વન કહેવું એવી પણ એક પ્રકારની ધર્મ ભાવના

હતી. ઉપરોક્ત સંકલના એટલી બધી અગાધ બુધ્ધિ પૂર્વક ગોઠવાયલી છે કે એના બુદ્ધિ બળનું વર્ણન કરવા શબ્દજ મળે એમ નથી. જમીનનો રસ, કસ તથા ગાય અને જમીન વેચવાથી પાપ લાગે છે એવી ધર્મ ભાવના પાશ્ચાત્ય સંસર્ગને લીધે અને ચાલુ જમાનાની પ્રવૃત્તિને લઈને તેમજ જમીન મહેસુલની વિઘોટી સિષ્ટમના કારણે નિર્મૂળ થઈ ગઈ છે. એટલુંજ નહીં પણ એ વેચવામાં શા માટે અને કેવી રીતે પાપ લાગે છે એવા પ્રશ્ન ઉઠયા. અને ધર્મ ભાવનાની એ સંકલનાનો નાશ થયો. પરિણામમાં શું ખાવું અને શું પહેરવું ? એ જીવન સંકલનામાં મહાન પ્રશ્ન થઇ પડયો છે. સાંપ્રત સમયમાં વિષ્ણુનું પિંડાત્મક રૂપનું પૂજન કેવી રીતે થાય છે ? બારીકાઇથી જોઇશું તો પિંડાત્મક વિષ્ણુ રૂપની અવગણનાજ થાય છે. અર્થાત તીરસ્કાર થાય છે. જ્યાં તિરસ્કાર થાય ત્યાં કોઇ પણ પ્રાણી રહેવા ઈચ્છે નહીં એ સાહજીક છે. એજ ધોરણે વિષ્ણુ પણ ભારતમાં શા માટે રહે ? નજ રહે. તેથીજ ભારતના મનુષ્ય રોગી, વહેંતીયાં, ને નિર્માલ્ય બન્યાં છે. વિષ્ણુ ગયા એટલે તેની સ્ત્રી, લક્ષ્મી તથા નવે નિધ્ધ અને દશે સિધ્ધ, તથા તેનું સ્થાનક સ્વર્ગ એટલે આનંદમય વાતાવરણ એ પણ શામાટે રહે ? આજે ભારતમાં લક્ષ્મી, નવે નિધ્ધ, દશે સિધ્ધ, અને સ્વર્ગમય વાતાવરણ રહ્યાં નથી. જેથી એઓના અભાવે કલેશ, પરિતાપ, ને નાના

વિધિના કષ્ટ, અને વ્યાધીઓએ નિવાસ કર્યો છે. જે નિવાસ, પિંડ, ગ્રહ, ગામ, અને દેશમાં સર્વત્ર વ્યાપ્ત થઇ ગયો છે. જ્યાં ને ત્યાં દુઃખ દુઃખ ને દુઃખના પોકારો સંભળાતા હોઇ શું ખાવું ને શું પહેરવું તથા જીવન કેમ નિભાવવું એ પ્રશ્ન દેશ આગળ મહાન થઇ પડયો છે. આ બધાનાં કારણો આપણે પોતેજ છઇએ. જ્યાં આગળ પિંડાત્મક વિષ્ણુની આવી રીતની અવગણના થતી હોય ત્યાં તેના દશાવતારનું સન્માન તો થાયજ ક્યાંથી? વિષ્ણુના પ્રથમ પિંડાત્મક મચ્છ સ્વરૂપ વિર્યરૂપમાં છે તે તરફ જુઓ તો મનને સક્ત આઘાત લાગી મનમાં મહાન ગ્લાનિ ઉત્પન્ન થશે. દુનિયાના દરેક દેશોમાં સ્ત્રી પુરૂષો મોટી ઉમ્મરે લગ્ન કરે છે. ઘણે ભાગે સ્ત્રીઓની સોળ અને તેની ઉપરની તથા પુરૂષોની વીશ અને તેની ઉપરની ઉમ્મરે લગ્ન કરવામાં આવે છે. જ્યારે આપણે ત્યાં એકની, બેની, ત્રણની, ચારની, એમ અનુક્રમે દશ બાર અને કોઇક પ્રસંગે કવચિત દાખલામાં કોઇકનીજ પંદર વર્ષની ઉમ્મર થાય ત્યાં સુધીમાં લગ્ન કરી દેવામાં આવે છે. સ્ત્રી સ્ત્રીતત્વને પ્રાપ્ત થયા આગમચ બાર તેર વર્ષની ઉમ્મરમાંજ અને પુરૂષ પુરૂષત્વને પ્રાપ્ત થયા આગમચ સોળ વર્ષની ઉમ્મરમાંજ પ્રજોત્પત્તી કરે છે. સ્ત્રી વીશ વર્ષની અને પુરૂષ ત્રીસ વર્ષની ઉમ્મર થયા આગમચ પ્રજોત્પત્તી કરવા માટે સંપૂર્ણ

લાયક થયલાં હોતાં નથી જે દેશમાં પ્રાચીનકાળમાં પુરૂષો ઉત્તમ રીતે ૪૮, મધ્યમ રીતે ૪૪ અને કનીષ્ઠ રીતે ૩૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળતા હતા તેજ દેશના પુરૂષો સાંપ્રત સમયમાં પંદર સોળ વર્ષની ઉમ્મરમાંજ પ્રજોત્પત્તી કરી બાળક હોવા છતાં બાળકને બાપ બનીને પિતા કહેવડાનારા થયા છે. વિષ્ણુના મચ્છાવતાર રૂપને પૂર્ણતાએ પહોંચવા પહેલાંજ તેનો નાશ કરવાની ક્રિયાઓ શરૂ થઇ ગયલી હોય છે. આટલું આટલું કરવા છતાં તે જાણે અપૂર્ણ હોય તેમ વિર્યમય મચ્છરૂપ વિષ્ણુની એટલી બધી અવગણના થાય છે કે પ્રજોત્પત્તી નિમીત્તેજ તે વપરાતું નથી, પરંતુ વિષયવાસનાની તૃપ્તિ અર્થે સ્ત્રી સગર્ભ થયા છતાં, અને તે પણ નવ માસનો ગર્ભ થાય ત્યાં સુધી પુરૂષો સ્ત્રી દ્વારા પોતાની વિષય વાસનાની તૃપ્તી કરે છે. આ શિવાય વળી વિશેષમાં અન્યથા અન્ય રીતીએ વિર્યને ઢાલી નાંખી ફેંકવામાં આવે તો તે વધારાનુંજ. જેવા પ્રમાણમાં અને જેવી રીતે વિષ્ણુના મચ્છાવતારનું પૂંજન તેટલાજ પ્રમાણમાં અને તેવી રીતે ફળ પ્રજાને મળે છે અને મળી રહ્યું હોઇ ભવિષ્યમાં પણ મળશેજ. એક કહેવત છે કે સોળે શાન અને વીસે વાન. અર્થાત સોળ વર્ષની ઉંમરમાં બુધ્ધિ આવી જાય છે, અને વીશ વર્ષની ઉમ્મરે વાન એટલે શરીરનું બંધારણ બંધાઇ રહે છે. શરીરનું બંધારણ બંધાતા

વીશ વર્ષની ઉમ્મર તો થયલી હોવી જોઇએ એ સાધારણ ને સાદી કહેવત પણ આપણે ભુલ્યા છે. આ બધાંના ફળમાં પ્રજા નિર્વિર્ય, હતભાગ્ય, રોગી અને ભગ્ન બની રહી છે. અર્થાત ભારતના પ્રજારૂપી રાષ્ટ્રને ક્ષય રોગ લાગુ પડયો છે. કર્મયોગના સિદ્ધાંત પ્રમાણે ભારત પ્રજા દયાપાત્ર ગણી શકાયજ નહીં. એના કર્મ પ્રમાણે એનો નાશ થવોજ જોઇએ. મૂર્ખના જેવાં કર્મ કરનારનો નાશ શા માટે ન થાય? આપણા દેશમાં આયુષ્યની સરાસરી પુરૂષની ૨૨ બાવીશ અને સ્ત્રીની ત્રેવીસ વર્ષની આવી છે. જે પ્રજા સો વર્ષ જીવું, સો વર્ષ સાંભળું, સો શરદ રૂતુ જોઉં. એવી સંધ્યોપાસનામાં પ્રાર્થના કરતી હતી અને લાંબુ આયુષ્ય ભોગવતી હતી. તેણે હવે બાવીસ કે ત્રેવીસ વર્ષ જીવું, બાવીસ કે ત્રેવીસ વર્ષ સાંભળું, અને બાવીશ કે ત્રેવીસ શરદ રૂતુ જોઉં એવી પ્રાર્થના કરવાનો સમય આવી લાગ્યો છે. અર્થાત એજ પ્રમાણે જીવન વ્યાપારનો કાર્યક્રમ ચાલ્યો છે. જે દેશમાં વિર્યરૂપ મચ્છાવતારનું પૂંજન થાય છે તે તરફ જુઓ તો ત્યાંની પ્રજા શરીરે બળવાન હોઇ તમામ પ્રકારના સુખ વિલાસ ભોગવી રહી છે. અને તે નિર્બળો ઉપર અમલ ચલાવી લક્ષ્મીના સ્વામી થઇને બેઠેલા છે. આપણે તેના ગુલામ બન્યા છઇએ, ભારતનો ઉધ્ધાર કરી પ્રજાને ત્રિવિધ તાપમાંથી મુકત કરવી હોય તો પ્રથમ

વિષ્ણુના વિર્યરૂપ મચ્છાવતારનું પૂંજન થવાની પ્રણાલિકા દેશમાં શરૂ કરી દેવી જોઈએ. ભારત પ્રજાનું પ્રજાતત્વ નષ્ટ થતું અટકાવવા સ્વામી દયાનંદના શિષ્યઓએ બ્રહ્મચર્ય જળવાય એવી રીતની ગુરૂકુળ શિક્ષણ પધ્ધતિ પ્રણાલિકા શરૂ કરી છે. એનેજ અર્થાત ગુરૂકુળ પદ્ધતિ કે જ્યાં બ્રહ્મ-ચર્ય જળવાય છે તેને વિષ્ણુના મચ્છાવતારની પૂંજન ક્રિયા કહેવામાં આવે તો કાંઈજ ખોટું નથી. જ્યાં પિંડાત્મક વિષ્ણુનીજ અવગણના થાય ત્યાં પછી તેના દશાવતારના સન્માન નહીં થતાં અવગણના થાય એમાં નવાઇ નથી. જ્યાં પ્રથમ મચ્છ સ્વરૂપ (વિર્ય) નીજ અવ-ગણના થાય ત્યાં તે અસુર અને પાપીઓને મારીને ગયલા વેદ પાછા કયાંથી આણી શકે ? જ્યાં મચ્છ રૂપજ હતવિર્ય થઇ ગયું હોય ત્યાં કચ્છરૂપે સમુદ્રનું મંથન (સમુદ્ર દવારા વ્યાપાર કરવા) કરી રત્ન મેળવવા અસમર્થ છઇએ. જ્યાં રત્ન મેળવવાની અસમર્થતા છે. ત્યાં વારાહ રૂપે પૃથ્વીને દમન કરનારને સંહારી પૃથ્વીને સ્થીર કરવાનું સામર્થ્ય કયાંથી આવે ? જ્યાં એ સમર્થપણું નથી ત્યાં હિરણ્ય કશ્યપ જે ખોટી રીતે પોતાને ઈશ્વર મનાવે છે તેનો એટલે અસત્યનો નૃસિંહ દવારા એટલે સત્ય દવારા પ્રતિકાર કરવાનું સામર્થ્ય આપણામાં કયાંથી આવે ? આપણામાં અસત્યનો પ્રતિકાર કરીને સત્યનું પૂંજન કર-

વાની શકિતજ રહેલ્લી નથી. જ્યાં એ શક્તિ ન હોય ત્યાં વામનરૂપે વિશ્વ વ્યાપવાની અને અસુરને પગ તળે દાબી પાતાળમાં ચાંપવાની શક્તિ પણ કયાંથી આવે ? ભારત પ્રજાનું માનવી રૂપે વિશ્વમાં વ્યાપકપણું કયાં જોવામાં આવે છે ? જયાં જાય ત્યાં એનું અપમાનજ થાય છે. આફ્રિકામાં કે અમેરિકામાં જુઓ. કેનેડામાં નિહાળો કે આસ્ટ્રેલીયા તરફ જુઓ. દુનિયાના કોઈ પણ દેશમાં જાઓ. જ્યાં જાઓ ત્યાં ભારતની પ્રજાનું અપમાનજ દેખાવાનું અને થવાનું અને તેથીજ ગૌરવરૂપથી પ્રજા પરદેશમાં વ્યાપી શકતી નથી. એટલુંજ નહીં પણ ગૌરવ હીનતાના કારણે ભારત વર્ષમાં સુધ્ધાંત પણ ભારતીય પ્રજાની અવગણના થાય છે. અને થવાની. જ્યારે પ્રજાનું વિષ્ણુ સ્વરૂપી વામન સ્વરૂપ નિર્માલ્ય ને નિસ્તેજ હોઇ અવગણના પામે છે ત્યારે ફરસુરામ રૂપે પૃથ્વી નક્ષિત્રીય કરી વીર હાક કયાંથી વગાડી શકાય ? અને મદોન્મત્ત નિતી ધર્મનો ભંગ કરનારા સહસ્રાર્જુન જેવાઓનો વધ કેવી રીતે અને કોણ કરી શકે, જ્યારે વિરહાક વગાડવાની તાકાતજ નથી તો પછી રામ રૂપે અભિમાની રાવણનો નાશ કરી સીતા પાછી કયાંથી મેળવી શકે ? અને માતા આનંદ કયાંથી પામી શકે ? જ્યારે રામ રૂપે સીતા મેળવી શકાતી નથી તો પછી કૃષ્ણ રૂપે રાસ રમી આનંદ કયાંથી મેળવી શકે ? અને ગોવર્ધન ધારણ કરવા

જેવી બળવાન શક્તિ પણ કેમ કરીને અને ક્યાંથી મેળવાય ? અને પ્રજાદમન કરનારા કંશાદિનો નાશ પણ કેવી રીતે થાય ? જ્યારે કૃષ્ણ સ્વરૂપે કાર્ય થતાં નથી તો પછી બુધ્ધા સ્વરૂપે યુક્તિઓ વડે યોગ કેવી રીતે સાધી શકાય ? જ્યાં આ નવે નથી ત્યાં પછી કલંક એટલે કોઇ પણ ચીજનું નવ દ્રવ્ય સંયુક્ત થઈ દ્રશ્ય થવું અને તેને ઓળખવા માટે કોઇ પણ નામની સંજ્ઞા આપવાની તે કલીંકી અવતાર ક્યાંથી થાય ? અને પાપીઓનો નાશ કરી શેવકને સુખ પણ ક્યાંથી આપી શકાય ? જ્યારે પાપીઓનો નાશ કરવાની અને શેવકોને સુખ આપવાની ક્રિયા થઇ શકતી નથી તો પછી મનને હરણ કરે એવું અને મહા દૈવતવાળું મહાદેવ સ્વરૂપ પણ ક્યાંથી જણાય ? અને ભવસાગર તરવાની વિધી પણ ક્યાંથી શીખાય ? સામાજીક નજરથી જોતાં પિંડાત્મક વિષ્ણુનો ધ્વંશ થયો છે. અને એ ભગ્ન થઇ નાશ થવાની સ્થિતીએ પહોંચ્યો છે. આ સ્થિતિ ચાલુ રહેશે તો ભવિષ્યમાં નામશેષ રહેલા પિંડાત્મક વિષ્ણુ અને તેના દશાવતાર ભારત વર્ષમાંથી જતા રહેશે. આ પરિસ્થિતિ હાલ તુરત અટકી શકે એવા સંયોગો જણાતા નથી તેથી મુંગાઓને વાચા આપી, પાંગળાઓને ગિરી ઓળંગવાની શક્તિ આપનાર પરમાત્માજ આપણો નિકાલ કરાવશે, એવી આશા ઉપરજ અવલંબીએ એ શિવાય આપણી પાસે બીજો માર્ગ

જણાતો નથી. હવે આપણે શિવને વિલોકીએ. શિવ પૂજન વિધીમાં તેના ઉપર બીલના વૃક્ષના પાંદડાં, અને આંકડા તથા ધંતુરાના છોડના ફુલ ચઢાવવાનું ધોરણ ઠરાવેલું છે. શિવ સ્વયં અગ્નિ સ્વરૂપ છે. તો તેને ચઢાવવામાં આવતી વનસ્પતિના ગુણ કેવા છે તે વિલોકીએ. વૈદકશાસ્ત્રમાં બીલીના ઝહાડના ગુણ નીચે પ્રમાણે જણાવેલા છે. એના પાંદડાંમાં ઉષ્ણતાનો ગુણ છે. એના કાચાં ફળ ગ્રાહી હોવાથી એનો મુરબ્બો ઝહાડો બંધ કરવામાં અપાય છે. જ્યારે એ ફળ પરિપકવ થયલાં હોય ત્યારે શીતળતા ગ્રહણ કરે છે. તેથી તેનું શરબત બનાવવામાં આવે છે. બાળકના અતિસારમાં બીલીના ફળનો ગર્ભ મીઠાં દહિંમાં અપાય છે. ગળધરી બળવીમાં બીલીના પાંદડાંનો રસ ગાળીને બે રૂપીઆભાર સુધી પીવામાં આવે છે. આમ સંગ્રહણીમાં કાચાં સુકવેલાં બિલીના ફળ, શુંઠ તથા વરીયાળીનો કવાથ કરીને પીવામાં આવે છે. સર્વ અતિસારમાં કુમળાં બીલાં તથા આંબાની ગોટલીનો ઉકાળો સાકર તથા મધ નાંખીને પીવામાં આવે છે. લોહી પરૂના ઝહાડામાં બીલાંને શેકીને ભુકો કરીને તે ભુકો તથા ગોળ ગરમ પાણીમાં નાંખીને પીવાય છે. વિષમ જ્વર ઉપર બીલીનાં પાંદડાંને ગોળમાં વાટીને ગોળી કરી ખાવામાં આવે છે. ટહાડીયા તથા મેલેરીયા તાવ ઉપર બીલી તથા તુળશીના પાંદડાંની ચ્હા કરીને પીવામાં આવે

છે. ગર્ભિણીની ઉલટીમાં સુકવેલાં કાચાં બીલાં તથા સૂંઠનો ઉકાળો કરી તેમાં જવનો સાંથવો નાંખી પીવામાં આવે છે. ત્રિદોષની ઉલટીમાં બીલીના ઝહાડની છાલનો ઉકાળો કરી તેમાં મધ નાંખીને પીવામાં આવે છે. જીર્ણ જ્વર ઉપર બીલીના મૂળનો કવાથ દુધમાં બનાવી પીવામાં આવે છે. કોલેરાના વ્યાધિમાં બીલીફળ, સૂંઠ તથા કાયફળનો ઉકાળો કરી પીવામાં આવે છે. બહેરાપણુ મટાડવા માટે બીલી ગોમૂત્રમાં વાટી તેમાં તેલ નાંખી કકળાવીને તે તેલ રોજ કાનમાં નાખવાંમાં આવે છે. ઉપરનાં ગુણો બીલીની ઉષ્ણુતાને લીધેજ જણાય છે. અગ્નિ સ્વરૂપ શિવને અગ્નિ જેવી ઉષ્ણ ગુણવાળી બીલીના ઝહાડના પાંદડાં ચઢાવવાંમાં આવે તેમાં ખોટું શું છે? શિવે હળાહળ વિષ પણ પીધેલું હોવાનું વિવેચન થઇ ગયલું છે. ત્યારે હળાહળ વિષ જેવી કોઇ વનસ્પતિ ચઢાવવામાં આવે છે કે કેમ તે જોઇએ. આંકડાનાં ફૂલ ચઢાવવાની પૃથા છે. આંકડાનાં છોડમાં ઉષ્ણ, શોધક, સ્વેદલ, વાચક, કફઘ્ન, ક્ષોભક અને વાતહર એટલા ગુણો માલુમ પડયા છે. આંકડાના મૂળની છાલમાં પરસેનો લાવવાનો તથા ઉલટી કરાવવાનો ઉષ્ણ ગુણ છે. આમવાત, રક્તાતિસાર, તથા ઉપદંશના વિકારમાં આંકડાના મૂળની સુકવેલી છાલની ભૂકી દોઢ માસા જેટલી દીવસમાં ત્રણ વાર અપાય છે. આંકડાના મૂળની છાલની ભૂકી બેથી ત્રણ માસા જેટલી

અરધાથી એક કલાકને અંતરે આપવાથી સારો ઝહાડો થઇને ઉલટી થાય છે. અને રેચ પણ લાગે છે. આંકડાના ફુલ જેને રવઈડાં કહે છે તેમાં જઠરાગ્નિની શક્તિ વધારવાનો ગુણ છે. અને તેથી અરૂચી, ઝહાડો, ખાંસી, શ્વાસ, તથા હરસના રોગમાં ઘણો સારો ફાયદો થાય છે. એનું દુધ અભ્રક વિગેરે ભષ્મ બનાવવાના કામમાં આવે છે. આંકડાના પાંદડાંનુ બાંધણુ કરવાથી પેટનો તથા માથાંનો દુઃખાવો નરમ પડે છે. પીળાં થયલાં પાંદડાંને તપાવી તેના રસના ટીપાં કાનમાં નાંખવાથી કાનમાંના ચસકા તથા અવાજ બંધ પડી જાય છે. આંકડાના પાનને જરા એરંડીયું તેલ લગાડી સહેજ ગરમ કરી વાળાના દરદ ઉપર બાંધવાથી વાળો બહાર નીકળી આવે છે. સંધિવા ઉપર પાંદડાં બાંધવાથી ફાયદો થાય છે. એક હાંડલીમાં આંકડાના પાન તથા સીંધાલુણને નાંખી હાંડલીનું મ્હો બંધ કરીને તેના નીચે તાપ કરીને બાળીને રાખ કરવામાં આવી હોય તે રાખ મધ કે કાંજી સાથે પેટના વાયુ, ચામડીની ચેળ, વૃણ, બરોળ, ગુલ્મ, હરસ, કફ, પેટનો દુઃખાવો વિગેરે વિકાર ઉપર આપવામાં આવે છે. અડાચાંની રાખને આંકડાના દુધની ભાવના દઇને તે રાખનું નસ્ય લેવાથી તંદ્રા (ઘેન), માથાનું દર્દ, મૂર્છા, તથા અપસ્માર (વાઈમાં) ઘણોજ ફાયદો કરે છે. આંકડાનું છીર ઝરી (ઉપવિષ) છે. ઉપરના ગુણોને લીધે આંકડામાં ઉષ્ણતા તથા

વિષપણુ છે એમ સાબીત થાય છે. ઉષ્ણુતા રૂપે અગ્નિ સદૃશ અને વિષના ગુણુ ધરાવનાર આંકડાનાં ફુલ હળાહળ વિષ પીનાર અગ્નિ સ્વરૂપ શિવને ચઢાવવામાં આવે તેમાં ખોટું શું છે? હવે ધંતુરાને જોઇએ. એ ઝહેરી હોઇ ખાંસી તથા દમમાં ધુમ્ર પાન તરીકે વપરાય છે. વિષમ જ્વર એટલે ટહાડીયા તાવમાં ધંતુરાના પાનનો રસ તથા બી અપાય છે. ચામડીની અંદરની કીડને ધંતુરો મારે છે તેથી ખસ, દાદર, ખરજવાં ઉપર એનો ઉપયોગ થાય છે. એના પાનના રસના પાંચ ટીપાં કહાડી તેમાં મરીની ભૂકી અથવા દહિં નાંખી ટહાડીયા તથા એકાંતરીયા તાવમાં પીવાથી તાવ અટકી જાય છે. ધંતુરાના ડીંડવાંના ત્રણ ચાર બી પાંચ રૂપીયાભાર ઘી સાથે ખવરાવવાથી ઉન્માદ અટકી જાય છે. સોજા ઉપર પાનનો રસ તથા કળી ચૂનો ચોપડાય છે. સ્તન રોગમાં ધાવણ ચહડી આવે તો ધંતુરાના પાન વાટીને સ્તન ઉપર લેપ મારવાથી ધાવણ ચુસાઇ જાય છે. વાળાના દર્દ ઉપર ધંતુરાના પાંદડાં વાટીને તેની થપેલી મુકવાથી અગર તો તે પાંદડાંને તેલ લગાવીને વાળાના મ્હોં ઉપર બાંધવાનો રીવાજ છે. અને તેથી તે સારો થઇ જાય છે. દંતશૂળના રોગમાં ધંતુરાનાં ડીંડવાંમાંના બીયાંની ગોળી દાંતની કોતરમાં મુકવાથી શુળ બેસી જાય છે. ઉપરોક્ત ગુણો ધંતુરાની ઉષ્ણુતાને લીધે છે. તેમજ એ ઝહેરી હોવાનું પણ જણાઇ

વે છે. હળાહળ વિષ પીનાર શિવ સ્વરૂપ અગ્નિને ઝેહેર
શ અને ઉષ્ણતાના ગુણ ધરાવનાર ધંતુરો ચઢાવવામાં
વે તે બરાબર હોઈ એમાં આશ્ચર્ય કાંઈજ નથી. ગુણ
ાણેજ ઉપરોક્ત વનસ્પતિઓ ચઢાવવામાં આવે છે. પિંડમાં
જોઇશું તો જીવન નિભાવવા માટે પ્રાણવાયુની આવશ્યકંચતા
શિવના અગિયાર નામ પૈકી પ્રથમનું નામ પાન હોવાનું
પણે જોઈ ગયા છીએ. શરીરમાંના પ્રાણવાયુને શિવના
ન પૈકીનું પાન નામ છે તે અર્થાત પાન પણ કહેવામાં
વે છે. સંસારમાં જીવનનું અસ્તિત્વ હોય તોજ સુખ
ને આનંદ મેળવી શકાય છે. એ સુખ અને આનંદ
ાવવા માટે જીવનના આધાર ભૂત પ્રાણવાયુ મુખ્ય હોઈ
ાસ્થાન ભોગવે છે. શંકરના પ્રથમરૂપ પાનને પ્રાણ સમાન
ાનું ઉપર જણાવ્યું છે. તે ધોરણે પાનરૂપ શંકરજ આનંદ
જણાય છે. શંકર અર્થાત આનંદ કરનાર સર્વત્ર શંકરજ
રહે છે. પાન વાયુનું બીજું રૂપ અપાન વાયુ છે. તે
ર સ્વરૂપનું બીજું નામ છે અને પિંડાત્મક અપાન વાયુનું
ાનું સ્થાન ગુદા વિષે જણાવેલું છે. આ અપાન વાયુ
ાહળ વિષસ્વરૂપજ છે. શિવ વિષ પીએ છે. જ્યારે
ડમાંનો શિવ સ્વરૂપ અપાન વાયુ સ્વયં વિષ સ્વરૂપજ છે.
નનું બીજું નામ રૂદ્ર પણ છે. રૂદ્ર એ રૂદન કરાવનાર
છે. પિંડને વિષે અપાન વાયુનું પ્રબળ વધી જાય. અને

તેના પ્રતિ સ્વરૂપ પ્રાણુ વાયુનો સદંતર નાશ થાય એટલી પ્રબળતા અપાન વાયુની થાય કે પ્રાણીઓમાંના શરીર માંહેલો પ્રાણુ જતો રહે છે. અને મરનાર માટે જીવંત પ્રાણીઓ રૂદન કરવા માંડે છે. અર્થાત રૂદ્ર સ્વરૂપનું સામ્રાજ્ય ઝહામી જાય છે. જો અપાન વાયુ થોડા પ્રમાણમાં વધેલો હોય તો જાત જાતના વ્યાધિઓ ઉત્પન્ન કરીને પણ પ્રાણીઓ પાસે રૂદન કરાવવા જેવી સ્થિતીમાં તેઓને મુકે છે. અને પ્રસંગે રૂદન પણ કરાવે છે. શિવરૂપ વાયુ જીવન દાતા તેમજ જીવન સંહારક પણ હોવાનું જણાયું છે. એજ ગુણ દર્શક શિવની પ્રતિમાના મસ્તકને વિષેના કપાળના ભાગમાં સુધા નિધી ચંદ્ર અને કંઠને વિષે હળાહળ વિષ સ્વરૂપી લીલાં ચીન્હ રાખેલાં હોઇ વધારામાં વિષદર્શક સર્પ પણ વિંટાળવામાં આવેલા જણાય છે. અને તેથીજ ઉત્તમ ગુણરૂપ બિલિપત્ર તથા ઉત્તમ ગુણ તેમજ વિષગુણદર્શક મીશ્રગુણ વાળા ધંતુરા તેમજ આંકડાના ફૂલ શિવના મસ્તક ઉપર ચઢાવવાની પ્રથા છે તે પણ બરાબરજ છે. પરમાત્માના ત્રણ સ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ તે પૈકી શિવને વિશેષ મહત્વ અર્પી પ્રાધાન્યપણુ આપવામાં આવેલું છે તે પણ બરાબરજ છે શિવ સ્વરૂપ વાયુ વડેજ જીવનની ક્રિયા ચાલે છે અને નાશ પણ થાય છે. પિંડમાં શ્વાસોશ્વાસની ક્રિયામાં શિવ શિવ એવા શબ્દદર્શક અવાજ નિકળયા કરતા હોવાની

કલ્પના થાય છે. શ્વાસ લેવાની ક્રિયા વખતનો અવાજ "શી" જેવો હોવાનું, તેમજ બહાર કહાડતી વખતે "વ" એવો ધ્વનિ થતો હોવાનું અનુમાન થાય છે. પ્રાણવાયુ તેજ શિવ. અને જીવ તેજ શિવ "ઉલટમાં શિવ તેજ જીવ. અને જીવ તેજ હંસ હોવાનું આગળ જોઇ ગયા છીએ. તેથી શ્વાસોશ્વાસની ક્રિયા વખતે પ્રથમ શ્વાસ લેવાના સમયે 'જી' કહો 'શિ' કહો કે 'હં' " કહો એવો ધ્વનિ દર્શક અવાજ નિકળતો હોવાની કલ્પના થાય છે. અને ઉચ્છવાસ વખતે અર્થાત વાયુ બહાર કહાડતી વખતે "વ" કહો કે "શ" કહો એવો ધ્વનિ થતો હોવાની કલ્પના થાય છે, પ્રાણી માત્રની પ્રવૃત્તી આનંદ મેળવવા માટેજ અને તે તરફજ હોય છે. તેજ શંકરનું ઉપાસન છે. કોઇ વખત આનંદને બદલે રૂદન કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય છે. એજ શંકરના પ્રતિ સ્વરૂપ રૂદ્રપનું પૂંજન છે. જીવનભરમાં આનંદ અને રૂદન એ બેજ મહત્વના પ્રસંગો હોય છે. એજ શિવના શંકર અને રૂદ્ર સ્વરૂપ છે. જીવન અને મરણના સમયકાળમાં શિવ સ્વરૂપ ઓતપ્રોત ગુંચવાઈ રહેલાનું જણાય છે. માટેજ ત્રિમૂર્તિમાં શંકરને પ્રાધાન્યપણું અપાયલું છે. તેમ છતાં પણ બ્રહ્મા અને વિષ્ણુ જે મુખ્ય હોય અગ્ર છે તે જો ન હોય તો પછી શિવ સ્વરૂપની કાંઇજ કીમત નથી જીવનની હયાતી હોય તોજ આનંદ અને દુ:ખ પ્રાપ્ત થાય છે.

જીવનની હયાતી ટકાવવામાં પિંડનું પોષણ કરવાનું કામ મુખ્ય છે. અનપિંડ જો હયાત હોય તોજ તેનું પોષણ કરવાનું કામ થઈ શકે છે. હવે પિંડસ્વરૂપી બ્રહ્મા, પોષણ સ્વરૂપી વિષ્ણુ, અને આનંદ તથા દુઃખ આપીને જીવન ટકાવી રાખનાર તથા સંહાર કરનાર પ્રાણવાયુ સ્વરૂપી શિવ, એ ત્રિગુણાત્મક દેવોનું વિસર્જન, કયારે, કેવી રીતે, અને કેમ કરીને થઇ શકે ? આ ત્રણેનું વિષર્જન કરવું અશક્ય છે. પિંડનું પોષણ કરી જીવન ટકાવવાનું ધ્યેય આનંદ મેળવવા તરફજ હોય છે. સંસાર માત્રમાં પ્રાણી માત્રને આનંદ એજ અંતિમ લક્ષ્ય બિંદુ હોઇ ધ્રુવ છે. જેથીજ જીવનભરમાં પિંડ અને તેના પોષણને ગૌણત્વપણું આપવામાં આવેલું હોય છે. અને એજ ધોરણે આર્ય પ્રજાએ આનંદકારી આનંદ સ્વરૂપી જે શંકર તેને પ્રાધાન્યપણુ આપીને, બ્રહ્માને વિષ્ણુને વિસ્મર્ણ નહીં કરતાં ગૌણત્વ આપેલું છે. કોઇપણ દશ્ય થતી ચીજોનું ઉત્પન્ન થવું, હયાતી ભોગવવી, અને સંહાર થવો એ ત્રણે ક્રિયામાં બ્રહ્મા, વિષ્ણુ ને શિવની આવશ્યક્તા રહેલી છે. અને તેજ કારણે પ્રથમ પ્રકરણમાં ત્રણ સંખ્યાનું વિવેચન કરવામાં આવેલું છે. તત્વજ્ઞાનનો ઉપદેશ જોનારા-ઓને થાય તેમજ આપણું લક્ષ્યસ્થાન શું છે તેનું વિસ્મર્ણ ન થાય એ હેતુને લઇનેજ શિવમાર્ગીઓ કપાળને વિષે ત્રણ લાંબા કાપ એકબીજાની સાથે છેવટે મળી ગયલા

એવી આકૃતિનું ત્રિપુંડ કરે છે. ભષ્મ કરવાની વિધીમાં પણ આંગળાં વડે ત્રણ ત્રણ કાપાનાજ ચિન્હદર્શક ભષ્મ વિધી કરવામાં આવે છે. અને એજ ત્રિગુણાત્મક શક્તિનું અહર-નીશ સ્મરણ રાખવા યજ્ઞોપવિત એટલે જનોઇ ત્રણ વણેલા તારનું બનાવેલું હોઇ શરીર ઉપર ધારણ કરવામાં આવે છે. બ્રહ્માંડમાં જે કાંઈ પણ ચીજ દૃશ્ય થાય છે તે નવ દ્રવ્ય યુક્ત હોય છે. નવ દ્રવ્યયુક્ત શિવાય કોઈ પણ ચીજનું અસ્તિત્વ સંભવતું નથી. એ વિષ્ણુના દશાવતારના વિવેચન વાળાં પ્રકરણમાં જણાવેલું છેજ, એ નવ દ્રવ્યનું પણ વિસ્મર્ણ ન થાય એ હેતુ અર્થે ત્રણ દોરાના બનાવેલા યજ્ઞો-પવિતમાંના દરેક દોરાની અંદર નવ નવ તાર રાખીને વિણવામાં આવેલા હોય છે. એટલે નવ દોરાનો એક તાર એવા ત્રણ તાર એક જનોઈમાં રાખેલા હોવાથી આખા જનોઇમાં સત્તાવીશ તાર રાખવામાં આવેલા હોય છે. એક અણુમાત્ર જેટલી જગ્યા કે અવકાશ પરમાત્મા શિવાયની નથી. અર્થાત ખાલી નથી. જગતમાં જે કાંઇ દ્રશ્ય થાય છે તે પરમાત્મા વડેજ હોઇ તેના શિવાયનું કાંઈ પણ નથી. અને હોવા સંભવ પણ નથી. એક પરમાત્મા વડેજ આ સર્વ છે તે દર્શાવવા માટે નવતંતુઓના ત્રિગુણાત્મક સમૂહને એકત્ર બાંધવામાં આવેલા છે. જીવનમાત્રના આધારભૂતમાં એક ચંદ્ર કે જેને સુધાનિધિ કહેવામાં આવે છે જેના વડે

સકળ વનસ્પતિઓ સજીવન રહે છે, અને અનાજ પાકે છે. તે ચંદ્ર આકાશમાંના સત્તાવીશ નક્ષત્રને ભોગવે છે તેમજ જીવનના આધારભુત સૂર્ય તે પણ આકાશમાંના સત્તાવીશ નક્ષત્રને ભોગવે છે અને તેના હીસાબના ધોરણે દીવસ અને માસ તથા વર્ષની ગણુના કરવામાં આવે છે. એમ સકળ જગતની ગતિનો ખેલ સૂચવવાના ચિન્હ તરીકે યજ્ઞોપવિતમાં તાંતણાઓ રાખવામાં આવેલા હોય છે. છતાં પણ પરમાત્મા વડેજ સર્વ છે એ દર્શાવવા માટે ત્રણ તારનું આખું એક જનોઇ બનાવવામાં આવે છે. આ જનોઇ સળંગ ત્રીણી લીધેલું હોતું નથી. પરમાત્મા સ્વયં માયાની મદદ શિવાય અર્થાત શક્તિ શિવાય બ્રહ્માંડ રચવા અસમર્થ હોય છે. બ્રહ્માંડ માંહેના તમામ પદાર્થોને માયાનુંજ બંધન હોઇ સર્વ દ્રશ્ય થતું બ્રહ્માંડ માયા વડેજ દેખાય છે. એ દર્શાવવા માટે યજ્ઞોપવિતને સળંગ નહીં બનાવતાં ગાંઠ પાડીને બનાવેલું હોય છે, ગાંઠ એજ માયાદર્શક ચિન્હ છે. માયા એજ આદ્યશક્તિ છે. આર્યોનું યજ્ઞોપવિત અને કપાળમાંનું ત્રિપૂંડ તત્વજ્ઞાનના મહા શિક્ષક તરીકે ઉપદેશ લેવાનું સાધન છે. કરોડો ને અબજો રૂપિયા ખર્ચીને કરેલાં સ્મારકો જેમ તેને જોતાંજ તેનાં કાળ ને ઇતિહાસનું ભાન કરાવે છે. અને ઇતિહાસના અભ્યાસીઓ મેળવે છે. તેવીજ રીતે યજ્ઞોપવિતને જનોઇ પણ સ્મારક ચિન્હજ છે. એની કીમત સમઝીને જ્ઞાન મેળવ-

નાર જ્ઞાન સમુદ્રમાં ડુબકી મારી આલ્હાદીત થાય છે. જેવી જોનારની બુદ્ધિ. શિવનું આયુદ્ધ ત્રિશૂળ શા માટે છે તે હવે આથી સ્પષ્ટ થાય છેજ. શિવ, વિષ્ણું પૂંજન ઉત્તમ રીતે જ્ઞાનમાં, મધ્યમરૂપે પિંડમા, અને કનિષ્ઠ રીતે સ્થુલ માટીના પૂતળાં વિગેરે દ્વારા થઈ શકે છે. પ્રતિમા પૂંજનની વિધી પણ ઉત્તમજ કહી શકાય, કારણ એમાંથી મહાન તત્વજ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ હોય છે. પરંતુ ચિત્ત કાંઇ જુદુંજ કામ કરે. શબ્દ ને નેત્ર કાંઇ જુદીજ ક્રિયાઓ કરે ને હાથ ફક્ત પૂંજનની ક્રિયા કરે, એવી સ્થીતિ હોય ત્યારે તેનું નામ યથાર્થ પૂંજન કહી શકાય નહીં. જેવું પૂંજન તેવુંજ ફળ. ગીતામાં પણ એમજ કહેલું છે.

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम बत्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः

ભ. ગી. અ. ૪ શ્લોક ૧૧

હે પૃથાપુત્ર જે પ્રકારે સકામ નિષ્કામ કર્મ કરવા વાળા સર્વ મારાજ કહેલા વેદ માર્ગમાં રહેલા છે પણ મને તેઓ જે પ્રકારે ભજે છે તેજ પ્રકારે હું (પણ) તેઓને ભજું (ફળ આપું) છું. ભારત વર્ષમાં આપણે જેવી રીતનું પરમાત્માનું પૂજન કરીએ છઇએ તેવીજ રીતે ફળ મળે છે. છતાં પણ બાહ્ય દ્રષ્ટીથી અવલોકન કરી કાર્ય કારણની શોધ

કર્યા સિવાય દેશમાં કસાઈને કુશળ અને સાધુને પીડા, એવી હડહડતી મુર્ખાઈ ભરેલી જુઠી કહેવતને અગ્રસ્થાન અર્પાયું છે. અને ધર્મો જય તથા પાપો ક્ષય જેવી સત્ય કહેવતને ગૌણુત્વ અર્પાયું છે. જ્યાં સુધી ભારતમાં ઉતમ રીતીએ જ્ઞાનના રૂપમાં ત્રિમૂર્તિનું પૂંજન થતું હતું, ત્યાં સુધી ઉન્નતિ ભોગવતો હતો, વિકૃત થયલી ચીજો અર્થાત બગડેલી ચીજો ખાવાથી જેમ આરોગ્યનો નાશ થાય છે, તેમ જ્ઞાન વિકૃતિ પામ્યું, અને સમાજ રૂપી જ્ઞાનનો પિંડ નાશ પામ્યો. જે પ્રજાઓ જ્ઞાન રૂપે અને પિંડ રૂપે ત્રિમૂર્તિનું પૂંજન જાણુતાં અથવા અણુજાણુતાં કરે છે તે પ્રજા ભારત જેવી વિકૃતિ પામેલી પ્રજા ઉપર અધિકાર ભોગવે એ અસ્પષ્ટ અને સાહજીકજ છે. થયલી વિકૃતિમાંથી મુકત થઇ ત્રિમૂર્તિંનું જ્ઞાન રૂપે અંને પિંડ રૂપે આપણે પૂંજન કરીશું નહીં, ત્યાં સુધી આપણે માટે મુકિત મેળવવી એ આકાશ કુસુમવત છે. જેવું પૂજન તેવુંજ ફળ. કર્મ યોગના સિદ્ધાંત પ્રમાણે મળ્યું છે, મળે છે. ને ભવિષ્યમાં પણ મળવાનુંજ એ પણ નકકીજ છે.



# પાશ્ચાત્યાવલોકન.

ગમે તેવી નાની યા મ્હોટી ચોપડી હોય, તો પણ તેનું પાશ્ચાત્યાવલોકન કરવાની ચાલુ જમાનામાં પ્રથા છે. અત્યાર સુધીના વાચનનો સાર શો ? બ્રહ્માંડ માંહેની તમામ ચીજોના અણુ પરમાણુઓમાં સુધ્ધાંત પરમાત્મા વ્યાપ્ત છે. તેમાં અતિરિકત કાંઇ પણ નથી. છતાં પણ માયા કહો કે આદ્યશકિત કહો કે પ્રકૃતિ કહો જે કહો તે તેની મદદ વડેજ પરમાત્મા સર્વ કાંઈ કરી શકે છે. અને તેમ કરતાં પરમાત્માને ત્રિગુણાત્મક રૂપ ધારણ કરવાં પડે છે. જે ધાતુને ગાળીશું તેમાંથી તેજ ધાતુ નિકળવાની, ને જે ચીજને ભાગીશું તેમાંથી પણ તેજ ચીજ નીકળવાની એ ન્યાયે અને ધોરણે સત્ય સ્વરૂપ પરમાત્મા જે સત્‌ચિતાનંદ છે. તેમાંથી ઉત્પન્ન થયલું તમામ બ્રહ્માંડ સત્યજ હોઈ સત્‌ચિતાનંદ સ્વરૂપનુંજ હોઇ શકે. અને એજ ધોરણે આર્ય રૂષીમુનીઓએ કૈવલાદ્વૈતવાદ સાબીત કરી પ્રચાર કરેલો. અને તેનો છેવટ સ્વામી શ્રી શંકરાચાર્યે પુનરૂદ્ધાર કરેલો છે. શંકરાચાર્ય એટલે આનંદના આચાર્ય એવો અર્થ પણ થઇ શકે છે. ખરેખર એ આનંદનાજ આચાર્ય થઇ ગયા છે. એક પરમાત્મા કે જે પોતાના ત્રણ સ્વરૂપમાં ત્રિગુણાત્મક રૂપે પ્રગટ

કરે છે, તે તથા આદ્ય શક્તિ. અર્થાત પુરૂષ પ્રકૃતિ કહો કે સ્ત્રી પુરૂષ કહો તેના ખેલથીજ આ સકળ બ્રહ્માંડનું અસ્તિત્વ પ્રદર્શીત થઇ રહ્યું છે. આનો કલ્પનામય ચિતાર જોવા માટે એક પાણીના ફુવારાની કલ્પના કરીએ. એક કુંડમાં જે પાણી ભરેલું છે તે પાણીને પરમાત્મા ધારો, તેમાંથી ફુવારાની ધાર રૂપે પાણીની ઉંચે ચહડવાની શક્તિને આદ્ય શકિત યા તો પ્રકૃતિ યા તો માયા કે જે ત્રણે એકજ છે તે માની લ્યો. ફુવારામાંથી જે જગ્યાએથી પાણી ઉંચે ચડવા માટે જ્યાં સુધી પાણીની એકજ ધાર (પ્રવાહ) દેખાય છે અર્થાત પાણીને સંયુકતપણે એકત્ર રહી એકજ ધોધ જેવું દેખાવું તેને બ્રહ્મ કલ્પી લ્યો, છેક ટોચે પહોંચતાં તેના ઘણા ઘણા ભાગ થઇ જાય છે. ઘણા ઘણા ભાગ થઇ છેક ટોચે પહોંચે તેને વિષ્ણુ કલ્પી લ્યો, અને પછી તેના ઝીણાં ઝીણાં બિંદુ થઇને પાછું તેજ ફુવારાના કુંડવાળા પાણીમાં પડવાની ક્રિયાને શિવ કલ્પી લો, જે જગ્યાથી પાણી નિકળી ઉંચે ઉડે છે તેજ જગ્યાએ ઉંચે ગયલું પાણી પાછું આવે છે. જે પાણી હતું તેજ પાણી છે. છતાં તેમાં ઉડ્ડયન શકિતનો આવિર્ભાવ થવાથી જુદાં જુદાં રૂપમાં દેખાય છે. જુદા જુદા રૂપમાં બ્રહ્માંડ માત્રનું દેખાવું એજ માયાનો ખેલ છે. અર્થાત શક્તિની પ્રવૃત્તિમય કળા છે. પાણીના કુંડમાંથી પાણીનું જુદું પડવું,

જુદાંજુદાં રૂપમાં દેખાવું અને પાછું પાણીમાં પડીને પાણીજ દેખાવું. આ બધું દેખાય છે પરંતુ પાણી તે પાણીજ છે. તેજ ધોરણે પરમાત્મામાંથી બધું ઉત્પન્ન થયલું બ્રહ્માંડ પરમાત્મા સ્વરૂપજ છે. અને અહં બ્રહ્માસ્મિ તથા સકળ ખલ્વિદં બ્રહ્મનું સુત્ર પણ એજ ધોરણ ઉપર રચાયલું છે. દૃશ્ય થતી તમામ ચીજોમાં નવદ્રવ્ય હોઇ તમામ ચીજમાં પરમાત્મા ઓતપ્રોત વ્યાપિ રહેલો હોવાનું પણ આપણે જોઇ શકયા છે. તે સર્વ શક્તિમાન સ્વયંભૂ પરમાત્મા શિવાય એક અણુ પણ હલન ચલનની ક્રિયા કરવા માટે અસમર્થજ છે. જગત સત્યની શોધના નામે અથડાય છે. પરંતુ રૂષિ મુનિઓ પ્રવર્તિત કૈવલાદ્વૈતવાદ જે સત્ય અને પરિપૂર્ણ છે તે કોઇ પણ કાળે સત્ય સ્વરૂપમાં પ્રગટ થયા શિવાય રહેશેજ નહીં. ભવિષ્યમાં શંકરપૂંજન અને કૈવલાદ્વૈતવાદ આખી પૃથ્વીનો ધર્મ અને વિચાર થશે. છેવટ ભૂમિમાં આનંદ પ્રવર્તાવો એજ પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે ઇત્યોમ,

# શાન્તિ શાન્તિ શાન્તિ

